વર્ષ ૧ લું] લીલાવતી ગ્રંથમાળા [પુસ્તક ૨ જું

# રાસ રમણા

૩૨

કલાગુરુ સ્વ. શ્રી રવિશંકર રાવળ
તરફથી ભેટ, ૧૯૮૨

: લેખક :

શાન્તિકુમાર પંડયા



નવયુગ પુસ્તકભંડાર: દેવસાનો પાડો: અમદાવાદ:

: પ્રકાશક :
વાડીલાલ હરખચંદ શાહ
નવયુગ પુસ્તક ભંડાર
દેવસાનો પાડો : અમદાવાદ

: ૧ લી આવૃત્તિ : : સંવત ૧૯૮૭ :

: કિંમત :

વાર્ષિક ફાળે ૦—૭—૬ છુટક ૦—૧૧—૦



: મુદ્રાણાલય :
ધી "સૂર્યપ્રકાશ" પ્રીન્ટીંગ
પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ
ત્રીકમલાલે છાપ્યું : ઠેકાણું
પાનકોરનાકા : અમદાવાદ

# કથની

રાસ એ આપણું જગજાનું લોકસાહિત્ય છે. માનવ હૃદયનું પ્રતિબિંબ ખડું કરવા આપણા પ્રાચિન લોકકવિઓએ સાદા અને સરળ ભાવમાં આખાયે સમાજની આછી રૂપરેખા દોરી છે, તેને પ્રચલિત ઢાળે ગામડાની ગૂજરાતણોએ અનેકવાર ઝીલ્યાં છે. સારીયે રાતનાં રૂપેરી અજવાળાં ગામડાના દૂરદૂરના સિમાડા સુધી રાસ રસીયણોના રમઝટ પાડતા બુલંદ અવાજી રાસડા, તાલીઓની ત્રમઝટ સાથે પગનાં ધમધમતાં ધબકારાયે રાસરસીકોને મૂગ્ધ કર્યા છે. એ રાસઘેલાં કોઈક હૈયાંને કંઈક અનેરી પળે સ્વયંભૂ સ્ફૂરણાઓ જાગે છે, તેવી જ સ્ફૂરણાઓ અંતરનાં ઊંડાણમાંથી નીકળી તેનાં મૂર્તિમંત સ્વરૂપમાં રાસનાં ઝરણાં રૂપે પ્રકટી નીકળે છે. તેનું પ્રથમ ઝરણું બારડોલીમાં અહિંસક યૂદ્ધ વખતે રચાયેલો 'બારડોલીનો ઐતિહાસિક રાસ' તેને ઝીલનારી બારડોલીની વિરાંગનાઓએ ગૂજરાતને ગામડે ગામડે વીરરસનો પાનો ચઢાવ્યો છે. રંગુનવાસી શ્રીમતી ચંદાબેન ગલીઆરાએ ૧૦૦) રૂપીઆનું ઇનામ આપી રાસ સૃષ્ટિમાં આગળ વધવાની જે મહાન તક આપી છે તેમને કેમ ભૂલાય ?

જૂના કલેવરોમાં નવિન પ્રાણ પૂરી રાસયુગના વિધાયક કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિએ પોતાના અજોડ કલાત્મક રાસથી શિષ્ટ સમાજમાં તેમનું સ્થાન સૌથી મોખરે પ્રાપ્ત કર્યું છે. તેમનાં સુંદર કલ્પનાયૂક્ત અદ્વિતીય ભાવનાવાળા રાસે ગૂજરાતની શેરીયો ગજવી છે.. તેમનાં રાસ શિષ્ટ વર્ગે ઝીલ્યાં છે. તે પછી તેમને ચીલે ચાલનારા કેટલાક કવિઓની કૃતિઓ ઝળકી ઊઠી છે. ગૂજરાતને રાસદ્વારા અજોડ સાહિત્ય પીરસનાર કવિઓમાં શ્રી બોટાદકર તથા કવિશ્રી ખબરદારનું નામ પણ આગળ તરી આવે છે. તેમના રાસ ગૂજરાતની

વિદૂષી ગૂજરાતણોએ ઝીલ્યા છે. પણ સામાન્ય કોટિની કેટલીક બ્હેનો ઝીલી શકે તેવા રાસ તો કવચિત જ બહાર પડયા છે. તે સમજી શકે તેવા ભાવ તથા ઢાળમાં રાસ લખવાનો આ મારો અલ્પ પ્રયાસ છે. ભૂલતો નહોઉં તો કેટલાક રાસ શિષ્ટ વર્ગ માટે પણ પીરસ્યા છે.

આજ સુધીમાં બહાર પડેલા રાસ સંગ્રહમાં આ રાસની પુસ્તિકા અનેરી ભાત પાડશે એવી મારી માન્યતા છે.

રાસના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે.

૧. લોકગીતો—તેમાં કુદરતી કૃતિયોનાં પ્રતિબીંબની આછી રૂપરેખા તથા લોકહૃદયનું આખું દૃશ્ય ખડું કરવામાં સૂરકન્યાઓને રાસ રમવા આમંત્રતો 'રસબાલા'નો રાસ.

ગામડાની ઘાટીલી નવયૌવનાનું પનઘટ પર જવું. એ દૃશ્ય આલેખતો 'પનઘટ વાટે'નો રાસ. તથા વર્ષોથી પિયર માટે ઝંખતી બ્હેનીનો વીરાના આગમનના પડઘા પાડતો 'આણા'નો રાસ. આ એ વિભાગની શ્રેષ્ટ કૃતિયો છે.

૨. સામાજીક ગીતો—સમાજના સડાઓમાં બળતી ઝળતી હજારો સન્નારીઓને રાસદ્વારા સમાજના સડાનું દર્શન થાય તે માટે સામાજીક સુધારાની કલમમાં સ્નેહલગ્નના હિમાયતી, પાખંડી નરપિ-શાચોથી ન ભરમાવા પડકારતો 'કુમારીકા'નો રાસ તેમજ સુખી સંસારનું ગૃહચિત્ર દોરતો 'સંસારવાડી'નો રાસ એવા કેટલાએક ઉત્તમ રાસ રાજનગરની જનતાએ ઝીલ્યાં છે.

૩. રાષ્ટ્રિય ગિતો—આજે સારાયે ભારતવર્ષને આઝાદીની તમન્ના લાગી રહી છે. તેની ઉન્મત્ત ભાવનાને પોષવા કેટલાએક કવિયોએ ષ્ટ્રિય રાસ લખી પ્રજા જીવનના ધસતા વ્હેણમાં વ્હેણ મેળવ્યું છે. તમાંના ભારતની દૂર્દશાનો ખ્યાલ આપતો 'ભારત દિગ્દર્શન'નો રાસ તથા દેશની સ્વતંત્રતા કાજે મૃત્યુના મૂખમાં હોમાતા વીરોનો 'શહિદને અંજલી'નો રાસ એ મોહક કૃતિઓ છે.

રાસોથી તદ્દન અનોખી ભાત પાડતા બે જુદી 'ધ્વની કાવ્યો'ને આ પુસ્તકમાં મૂકવા લલચાવું છું—માયા મંદિરે જાતી પૂજારણને પાછી ફરવા વિનવતું સામાજીક કાવ્ય તથા શહીદની પવિત્ર રજ ન કચરવા અર્જવતું 'વીરસમાધી' રાષ્ટ્ર ભાવના યુક્ત કાવ્ય, રાસની માફક તાલબદ્ધ ગાઈ શકાતું નથી, પણ વાચકના રસને પોષે છે.

મારા અમૂક રાસાના રાગ માટે વનિતા વિશ્રામના સંગિત શિક્ષક શ્રી. વિષ્ણુકુમાર અત્રેએ જે મારા અમૂક રાસમાં માર્ગ સૂચવી જે સરળતા કરી છે તે બદલ તેમનો તથા મારા જે જે મિત્રોએ મને મદદ કરી છે, તે માટે તેમનો આભાર માનવાની અત્રે તક લઉં છું.

આ પુસ્તક જો સુશોભિત અને દેખાવડું નીવડયું હોય તો તેનું માન નવયુગ પુસ્તક ભંડારના સંચાલક શ્રી. જયંતિલાલ રેવાશંકર દોશીને જ ઘટે છે. તેમણે આ પુસ્તકના ગેટઅપ માટે તનતોડ મહેનત લઇ જે અથાગ શ્રમ ઉઠાવ્યો છે તે બદલ તેમનો હું આભારી છું.

ટુંકમાં બ્હેનોના કરકમળમાં અમૂક અવનવા રાસોથી ભરેલો રસ થાળ મૂકવા "**લીલાવતી**" **ગ્રંથમાળા**ના પ્રકાશક અને મારા પરમ સ્નેહી મિત્ર રા. વાડીલાલ હ. શાહે મને સૂચવ્યું જેને આધારે આજે હું ગૂજરાતી બ્હેનો સમક્ષ "**લીલાવતી**" **ગ્રંથમાળા**ના બીજા પુસ્તક તરીકે 'રાસ રમણા' મૂકવા ભાગ્યશાળી થયો છું. બ્હેનો તેનો સહર્ષથી સત્કાર કરશે તો મારો આ અલ્પ પ્રયાસ સફળ થયો માનીશ.

છેવટમાં આ પુસ્તિકામાં રહ્યા સહ્યા દોષો માટે વાંચકવર્ગ દર-ગૂજર કરશે એવી અંતિમ ઇચ્છાથી અત્રે વિરમું છું.

**નાગરવાડા**
**પ્રાંતીજ**
તા. ૨૨-૯-૩૧

લિ. સેવક
**શાન્તિકુમાર મણીલાલ પંડ**

વિદૂષી ગૂજરાતણોએ ઝીલ્યા છે. પણ સામાન્ય કોટિની કેટલીક બ્હેનો ઝીલી શકે તેવા રાસ તો ક્વચિત જ બહાર પડયા છે. તે સમજી શકે તેવા ભાવ તથા ઢાળમાં રાસ લખવાનો આ મારો અલ્પ પ્રયાસ છે. ભૂલતો નહોઉં તો કેટલાક રાસ શિષ્ટ વર્ગ માટે પણ પીરસ્યા છે.

આજ સુધીમાં બહાર પડેલા રાસ સંગ્રહમાં આ રાસની પુસ્તિકા અનેરી ભાત પાડશે એવી મારી માન્યતા છે.

રાસના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે.

૧. લોકગીતો—તેમાં કુદરતી કૃતિયોનાં પ્રતિબીંબની આછી રૂપરેખા તથા લોકહૃદયનું આખું દૃશ્ય ખડું કરવામાં સૂરકન્યાઓને રાસ રમવા આમંત્રતો 'રસબાલા'નો રાસ.

ગામડાની ઘાટીલી નવયૌવનાનું પનઘટ પર જવું. એ દૃશ્ય આલેખતો 'પનઘટ વાટે'નો રાસ. તથા વર્ષોથી પિયર માટે ઝંખતી બ્હેનીનો વીરાના આગમનના પડઘા પાડતો 'આણા'નો રાસ. આ એ વિભાગની શ્રેષ્ટ કૃતિયો છે.

૨. સામાજીક ગીતો—સમાજના સડાઓમાં બળતી ઝળતી હજારો સન્નારીઓને રાસદ્વારા સમાજના સડાનું દર્શન થાય તે માટે સામાજીક સુધારાની કલમમાં સ્નેહલગ્નના હિમાયતી, પાખંડી નરપિશાચોથી ન ભરમાવા પડકારતો 'કુમારીકા'નો રાસ તેમજ સુખી સંસારનું ગૃહચિત્ર દોરતો 'સંસારવાડી'નો રાસ એવા કેટલાએક ઉત્તમ રાસ રાજનગરની જનતાએ ઝીલ્યાં છે.

૩. રાષ્ટ્રિય ગિતો—આજે સારાયે ભારતવર્ષને આઝાદીની તમન્ના લાગી રહી છે. તેની ઉન્મત્ત ભાવનાને પોષવા કેટલાએક કવિયોએ ષ્ટ્રિય રાસ લખી પ્રજા જીવનના ધસતા વ્હેણમાં વ્હેણ મેળવ્યું છે. માંના ભારતની દુર્દશાનો ખ્યાલ આપતો 'ભારત દિગ્દર્શન'નો રાસ તથા દેશની સ્વતંત્રતા કાજે મૃત્યુના મૂખમાં હોમાતા વીરોનો 'શહિદને અંજલી'નો રાસ એ મોહક કૃતિઓ છે.

# બે બોલ

"**લીલાવતી**" **ગ્રંથમાળા**નું પહેલું પુસ્તક 'વીરાંગનાઓની વીર-હાક' બ્હેનો સમક્ષ મૂકાયું છે, તે જોયા પછી તે માટે સારા અભિપ્રાયો મળ્યા હતા. તે વખતે માળાનો હેતુ છૂટક પુસ્તકો બહાર પાડવાનો હતો. પણ ત્યાર પછી કેટલાક મિત્રોની સલાહથી એમ લાગ્યું કે બ્હેનોને લાયકનું સાહિત્ય અત્યારે સારા પ્રમાણમાં જરૂરનું છે અને તેથી "**લીલાવતી**" **ગ્રંથમાળા**ને નિયમીત ગ્રંથમાળા તરીકે કરી નાખવાનો વિચાર ઉદ્‌ભવ્યો અને તેને વ્યવહારમાં મૂક્યો.

આ માળાનાં એક હજાર પૃષ્ટનાં બ્હેનોને ઉપયોગી સાહિત્યના જુદા જુદા પુસ્તકો આપવામાં આવશે અને તેનું લવાજમ વર્ષ એકનું પોસ્ટેજ સાથે માત્ર રૂા. ૩–૦–૦ લેવાનું નક્કી કર્યું છે.

આ માળાનું બીજું પુસ્તક 'રાસ રમણા' ગૂજરાતની બ્હેનોનાં હાથમાં રજુ કરીયે છીએ. અને હવે પછી આવાં જ ઉપયોગી પુસ્તકો બ્હેનો સમક્ષ રજુ કરવાની આશા રાખીએ છીએ.

માળાનો હેતુ ગૂજરાતની કોઇ પણ વાંચી શક્તિ બ્હેનો પચાવી શકે તેવું સાહિત્ય રજુ કરવાનો છે. અને તે હેતુ પાર પાડવા માટે સર્વ બ્હેનો સહકાર આપે તેમ અમે ઇચ્છીયે છીએ.

: નવયુગ પુસ્તક ભંડાર :
અમદાવાદ

**વાડીલાલ હ. શાહ**

# લેખકનાં હવે પછી બહાર પડનારાં

## પુસ્તકો

૧. કુમારો

૨. કુમાર કન્યા

૩. કુમારિકા

ગરવી ગૂજરાતની રાસ રસીયણ

બ્હેનોને.........

卐

# અનુક્રમણિકા

લોક ગીતોઃ


રાસ રમણા . . . . . . . ૩
રસબાળા . . . . . . . ૪
પનઘટ વાટે . . . . . . . ૫
ચંદ્રિનાં રીસામણાં . . . . . . ૬
રસ–માલણી . . . . . . . ૭
વસંતનાં વધામણાં . . . . . . ૮
મ્હારે મંદિરીએ . . . . . . ૯
ચંદની . . . . . . . ૧૦
મહિયારણ . . . . . . . ૧૧
શરદ પૂર્ણિમા . . . . . . . ૧૨
ઉરની વાતડી . . . . . . . ૧૩
આણાં . . . . . . . . ૧૪
મોતી વેરાયેલ . . . . . . . ૧૬
સૃષ્ટિને સંદેશ . . . . . . . ૧૭
વિશ્વ–ઝૂલો . . . . . . . ૧૮
સાસરે . . . . . . . ૧૯
વાદળીઓ . . . . . . . ૨૦
કાલીન્દી–કાંઠડે. . . . . . . ૨૨
જોગીરાજને . . . . . . . ૨૪
ગોવાલણી . . . . . . . ૨૫
રાસ–ખેલન . . . . . . . ૨૬
રાધીકાનાં રસ સ્મરણો . . . . . ૨૭

| | |
|---|---|
| તલસતાં હૈયાં | ૬૧ |
| સ્ત્રી સન્માન | ૬૨ |
| ફૂલડાં ચૂંટે | ૬૩ |
| ફૂલવાડી | ૬૪ |
| સાચી સેવા | ૬૫ |
| અંતર-વ્હેણ | ૬૬ |
| જીવન-રથ | ૬૭ |
| દેહ દીધાં ન દીલ | ૬૮ |
| અધિક માનસ | ૬૯ |
| બ્રહ્મચારી | ૭૦ |
| વિધવાનાં વિતક | ૭૩ |
| કચડાતી કળી | ૭૫ |
| બાળશો મા | ૭૬ |
| બાળા | ૭૭ |
| ધીરી જરી | ૭૮ |
| અવતારી | ૭૯ |
| પૂજારણ | ૮૧ |
| અમૃત-અંજલી | ૮૩ |
| દિવ્ય-આંખડલી | ૮૪ |
| રજન-રાણી | ૮૫ |
| માડીની યાચના | ૮૬ |
| બાલ-સ્મરણો | ૮૭ |
| વીતી જશે | ૮૮ |
| મિલની વીસલ | ૮૯ |
| ચુસણ નિતિ | ૯૦ |
| કેણે વેડી? | ૯૧ |
| સંસાર-કલહ | ૯૨ |

ઉષાનાં–આતિથ્ય . . . . . . ૨૮
જ્યોત્સ્નિકા . . . . . . ૩૩
મીઠી મૂંઝવણ . . . . . . ૩૪
પારણે . . . . . . ૩૫
ભાવની ભૂખી. . . . . . ૩૬
રાસનાં સંભારણાં . . . . . ૩૭
રસનાં–વીરડા . . . . . ૩૮
અજબ તેજ . . . . . ૩૯
કનૈયાનો કલશોર . . . . . ૪૦
વડલાની છાંયડી . . . . . ૪૧
બોરડીનાં બોર . . . . . ૪૨
વીરાને આંગણે . . . . . ૪૩
પૂનમની સાંજે . . . . . ૪૪
અમર પંથે . . . . . ૪૫
ઇશ્વરિ. . . . . . . ૪૬
તાપણી . . . . . . ૪૭
ફૂલડાં . . . . . . ૪૯
વિદાય . . . . . . ૫૦

**સામાજીક ગીતો:**

કુમારીકાને . . . . . . ૫૩
કહીએ શું બ્હેન ! . . . . . ૫૪
સંસાર–વાડી . . . . . . ૫૫
અણખેડયો આત્મા . . . . . ૫૬
આત્માના ઉજાસ . . . . . ૫૭
ગોફ–ગૂંથણુ . . . . . . ૫૮
સંસારનૌકા . . . . . . ૫૯
સૌંદર્ય–શણગાર. . . . . . ૬૦

તલસતાં હૈયાં . . . . . . . ૬૧
સ્ત્રી સન્માન . . . . . . ૬૨
ફૂલડાં ચૂંટે . . . . . . ૬૩
ફૂલવાડી . . . . . . ૬૪
સાચી સેવા . . . . . . ૬૫
અંતર–વ્હેણુ . . . . . . ૬૬
જીવન–રથ . . . . . . ૬૭
દેહ દીધાં ન દીલ . . . . . ૬૮
અધિક માનસ . . . . . . ૬૯
બ્રહ્મચારી . . . . . . ૭૦
વિધવાનાં વિતક . . . . . . ૭૩
કચડાતી કળી . . . . . . ૭૫
બાળશો મા . . . . . . ૭૬
બાળા . . . . . . . ૭૭
ધીરી જરી . . . . . . ૭૮
અવતારી . . . . . . ૭૯
પૂજારણુ . . . . . . . ૮૧
અમૃત–અંજલી . . . . . . ૮૩
દિવ્ય–આંખડલી . . . . . . ૮૪
રજન–રાણી . . . . . . ૮૫
માડીની યાચના . . . . . ૮૬
બાલ–સ્મરણો . . . . . . ૮૭
વીતી જશે . . . . . . ૮૮
મિલની વીસલ . . . . . . ૮૯
ચુસણુ નિતિ . . . . . . ૯૦
કેણે વેડી? . . . . . . ૯૧
સંસાર–કલહ . . . . . . ૯૨

સંસાર ચિત્ર . . . . . . ૯૩

અંતરનાદ . . . . . . ૯૪


## રાષ્ટ્રીય ગીતો


ભારત દિગ્દર્શન . . . . . . ૯૭

સ્વતંત્રતાના સંદેશ . . . . . ૯૮

સ્વાધિનતાની ઝંખના . . . . . ૯૯

યુદ્ધની હાકલ. . . . . . ૧૦૦

યુદ્ધનાં ન્હોતરાં . . . . . ૧૦૩

વીર હાક . . . . . . ૧૦૪

વીરને પડકાર. . . . . . ૧૦૫

અમ્મર કાયા . . . . . . ૧૦૬

આઘે બઢે . . . . . . ૧૦૭

રાષ્ટ્ર–ઇતિહાસ. . . . . . ૧૦૮

ભારત બાલુડાંને સંદેશ. . . . . ૧૦૯

રણના રાસા . . . . . . ૧૧૦

સંત પ્રતાપ . . . . . . ૧૧૧

રણાંગણે સિધાવજો . . . . . ૧૧૨

ફૂખને–દિપાવજે . . . . . ૧૧૩

મીંઢળ બંધા . . . . . , . ૧૧૪

ભેટે તલવાર . . . . . . ૧૧૫

પ્રભાત ફેરી . . . . . . ૧૧૬

શહીદના સંદેશ . . . . . ૧૧૭

મૃત્યુનાં માંડવડા . . . . . , ૧૧૮

શહીદને અંજલી . . . . . ૧૧૯

વીર–સમાધિ . . . . . . ૧૨૦

સબરસ . . . . . . ૧૨૧

બારડોલી રણરંગ . . . . . ૧૨૨

: ૧ :

## રાસ રમણા

[ રાગ—ઝીલ્હા કાફી ]

રૂડી રઢીઆળી રાત રૂડી રઢીઆળી રાત,
ચઢયો ચંદ્ર આકાશ કંઈ ચંદ્ર આકાશ;
રસીયાં આવોને રાસ ખેલવા.

નિર્મળું આકાશ કંઈ ચંદરવા પાથર્યાં;
આછાં તારલા પ્રકાશ કંઇ તારલા પ્રકાશ,
ઘેરા ઘેરા ઉજાશ કંઈ ઘેરા ઉજાશ;
રસીયાં આવોને રાસ ખેલવા.

ઘેરો ઘુંમટ ઝગે નવલખ હીરલે;
વાયે વાયુ મંદમંદ કંઈ વાયુ મંદમંદ,
ગુંજે લ્હરીઓ તરંગ કંઇ લ્હરીઓ તરંગ;
રસીયાં આવોને રાસ ખેલવા.

ચોકમાં પૂરાય જ્યોતિ દિપમાળ મોતીડે;
ઝગે રોશની દિગંત કંઈ રોશની દિગંત,
ઘૂમે ગગને સપ્તરંગ કંઈ ગગને સપ્તરંગ;
રસીયાં આવોને રાસ ખેલવા.

ધીનકીટ ધીનકીટ બજે મૃદંગ ચંગ ખંજરી;
રાસ તાળીએ રમન્ત કંઇ તાળીએ રમન્ત,
ઘૂમે સુંદરીનાં વૃંદ કંઈ સુંદરીનાં વૃંદ;
રસીયાં આવોને રાસ ખેલવા.

: ૨ :

## રસબાળા

[ ઢાળ–મારી વાડીમાં આંબો ફાલ્યો... ]

શરદ પુનમની રાત રૂપેરી,
તારલે ભાત ભરેલી, હીરે....મઢેલી રે;
રમજો રસબાળા.
ચંદ્રીએ ગુંથી ફૂલ કટોરી,
મોઘાં અમૃત ઢોળે, રસ તરબોળે રે;
રમજો રસબાળા.
રૂપલા ગારે ધરતી ઓળી,
કોટી કિરણો વેરે, અમૃત શેરે રે;
રમજો રસબાળા.
કોમળ અંગી સૂર કન્યાઓ,
ઉતરી પૃથ્વી આરે, સાગર પાળે રે;
રમજો રસબાળા
સૃષ્ટિ આછાં અંબર ઓઢી,
સુંદરીઓ સત્કારે, વાદ્ય વજાડે રે;
રમજો રસબાળા.
સૃષ્ટિના ગુંબજ કોરાવી,
મેલ્યા શશીયર દીવડા, તારલે જડીયા રે;
રમજો રસબાળા.
સ્વર્ગ લોકની સૂર કન્યાઓ,
રમતી રાસ રૂપાળા, રમ્ય રસાળા રે;
રમજો રસબાળા.

: ૩ :

## પનઘટ વાટે

[ ઢાળ–મારી વાડીમાં આંબો ફાલ્યો... ]

પનઘટ વાટે પનિહારી ચે....
ધીરાં ડગલાં ધરતી, પગલી ખરતી રે;
ગગરી છલકે હો.

કંચન બેડલુ ને રૂપલા ઈંઢોણી,
રૂમઝૂમ ઘુઘરી ઘમકે, ધરતી ધમકે રે;
ગગરી છલકે હો.

લજ્જા શીલ લલના પાલવ જોતી,
આછા ઘુંઘટ ખોલે; મહભર ડોલે રે;
ગગરી છલકે હો.

ભાલે કુમકુમ ટીલડી સોહે;
અંબોડે ફૂલની વેણા, સર્પની ફેણા રે;
ગગરી છલકે હો.

કુવાને કાંઠડે હેલ ભરી ઉભી,
સૈયર શું ગોઠડી કરતી, દુખપલ હરતી રે;
ગગરી છલકે હો.

વૃક્ષોને ઓઠડે, સન્ધ્યાની સુરખી,
શીળી સમીર લ્હેરો ફરકે, મુખડું મલકે રે;
ગગરી છલકે હો.

ધેનુનાં ધણચારી જાતા ગોવાળા,
ધીરી ધીરી બંસરી બોલે, હૈયાં હીલોળે રે;
ગગરી છલકે હો.

સાસુને બોલે નણંદને મેણલે,
પનિહારી પંથે પળતી, કે સન્ધ્યા ઢળતી રે;
ગગરી છલકે હો.

: ૪ :

## ચંદ્રિનાં રિસામણાં

[ ઢાળ—હું તો ઢોલે રમુને હરિ...... ]

એને ઝીલુ કે ઉરમાં ઝીલાવતી ફરું,
મારા અંતરથી ખસી ખસી જાય;
એમ કહોને એ ચંદ્રિકાને શું કરું રે લોલ.

એને વીણું કે હસ્તમાં વીણાવતી ફરું,
મારી અંગુલીએ ડસી ડસી જાય;
એમ કહોને એ ચંદ્રિકાને શું કરું રે લોલ.

સાથે ખેલું કે સાથરે ખેલાવતી ફરું;
મ્હારી ઓસરીયે છુપી છુપી જાય,
એમ કહોને એ ચંદ્રિકાને શું કરું રે લોલ.

એથી ધીરે હસુ ને હસાવતી ફરું,
મ્હારી આંખડીયે હસી હસી જાય;
એમ કહોને એ ચંદ્રિકાને શું કરું રે લોલ.

એથી રોશે ભરુને રીસાવતી ફરું,
મ્હારા અંતરથી લડી લડી જાય;
એમ કહોને એ ચંદ્રિકાને શું કરું રે લોલ.

એથી રાસ રમુને રીઝાવતી ફરું;
મ્હારા ચોક રૂપે રસી રસી જાય;
એમ કહોને એ ચંદ્રિકાને શું કરું રે લોલ.

: ૫ :

## રસ–માલણી

[ ઢાળ–પનિહારી પનિહારી જરી...... ]

માલણી રસ માલણી....
જરી ધી....રી ધી....રી ધીરી વીણ;
ફૂલડે ફોરાય ત્હારી ચુંદડલી.
ફરરરર ફરરરર તુજ માળા ફોરે,
ગુંથી બકુલ ગુલાબ રસાળે;

માલણી રસ માલણી....
જરી ધી....રી ધી....રી ધીરી વીણ;
કંટકે ચિરાય ત્હારી ચુંદડલી.

માલણી રસ માલણી....
જરી ધી....રી ધી....રી ધીરી વીણ;
ફૂલડે ફોરાય ત્હારી ચુંદડલી.

: ૬ :

## વસંતનાં વધામણાં

[ રાગ–ભીમપલાસી ]

જો....ને....પેલી ડાળે મ્હોરે રસ મંજરી,
મ્હારે હૈયે મ્હોરેલ રસ વેલ અલબેલડી;
આવી વસંત રંગ રેલતી....હા....આવી....
વસંત વેણુ વાજતી, નવપલ્લવ પૂરતી પ્રાણ;
પાંખડીયે પરીમલ સરે, પુષ્પે પ્રાણ સુવાસ.

જો....ને....પેલી ડાળે કોકીલ ટુહુકારતી,
મ્હારે હૈયે ટુહુકેલ બ્રહ્મ બોલ રસ ઘેલડી,
આવી વસંત રંગ રેલતી....હા....આવી....
કુસુમ કળી મૃદુ હાસતી, વસંત વેણુ વાય;
મ્હોરે ઉર મધુ માલતી, રસ રાજ છોળે ન્હાય.

જો....ને....પેલી પુષ્પ કળી પ્રેમે પમરાટતી,
મ્હારે હૈયે પ્રસરે સુવાસ અલબેલડી;
આવી વસંત રંગ રેલતી....હા....આવી....
કેશુડાં કુંડે ભરી, ઝબકોરતી કો સુંદરી;
છાંટણુ અનેરાં સ્નેહનાં, છાંટે રસીક કો સુંદરી.

જો....ને એની ટપકે એ રંગભીની ચુંદડી,
મ્હારે હૈયે ટપકેલ રસ રેલ અલબેલડી;
આવી વસંત રંગ રેલતી....હા....આવી....

: ૭ :

## મ્હારે મંદિરીએ

[ ઢાળ–સોળ સોળ ગોપીઓ ટાળે... ]

ઉષાને સંધ્યા મ્હારે મંદિરીએ,
શાં શાં સન્માન દેઇશ;
મોંઘા મ્હારે મંદિરીએ.

ઉષા પધારતી પહેલા પ્હેરોડમાં,
કુમ કુમ આંગણે વેરેલ;
મોંઘા મ્હારે મંદિરીએ.

સંધ્યા ઊતરતી આછી અંધારીએ,
ગુલાબી આંગણા ઘેરેલ;
મોંઘા મ્હારે મંદિરીએ.

ચંદા ને સૂરજ મ્હારે મંદિરીએ,
શાં શાં સન્માન દેઇશ;
મોંઘા મ્હારે મંદિરીએ.

સૂરજદેવ આવે રથમાં ઊતાવળા,
આછાં અજવાળા દેઇશ;
મોંઘા મ્હારે મંદિરીએ.

ચંદા ઊગેલ મ્હારા ચંદન ચોકમાં,
અમૃત કટોરી ભરેશ;
મોંઘા મ્હારે મંદિરીએ.

તેજને અંધાર રમે મ્હારે મંદિરીએ,
શાં શાં સન્માન દેઇશ;
મોંઘા મ્હારે મંદિરીએ.

તેજના અંબાર ભરે મ્હારે મંદિરીએ;
રજનીના ઓળા દૂર દેશ;
મોંઘા મ્હારે મંદિરીએ.

: ૮ :

# ચંદની

[ ઢાળ–લાલજી કારતક માસે... ]

રૂપલા શરદ પુનમની રાત, કે ઉર ઉજવાળતી હો રાજ !
ચમકી ચંદની હો રાજ !
ઉતર્યા અંતરના અન્ધાર, જીવન ઝળકારતા હો રાજ !
ચમકી ચંદની હો રાજ !
ચંદા રૂપલા ગારે મઢતી, મ્હેલો માળ ઝગારતી હો રાજ !
ચમકી ચંદની હો રાજ !
રમતી જોઉ ગગને બાળ, ઉર શરમાવતી હો રાજ !
ચમકી ચંદની હો રાજ !
ઉઘડે આંખડી ઝબૂકે, વીજતણા ઝબકાર રે હો રાજ !
ચમકી ચંદની હો રાજ !
પલકે પાપણી નિતરે નેહ, ઉર છલકાવતાં હો રાજ !
ચમકી ચંદની હો રાજ !
સામે વ્યોમ ગંગાને તીરે, તપસી તપ કરે હો રાજ !
ચમકી ચંદની હો રાજ !
તેના તપમાં ઉઘડે તેજતણા, અંબાર રે હો રાજ !
ચમકે ચંદની હો રાજ !
એવા અતિથિ આવે આપ, ઉરનાં બેસણાં હો રાજ !
ચમકી ચંદની હો રાજ !
સખીઓ સાથે રમતી રાસ, રીઝાવું નાથને હો રાજ !
ચમકી ચંદની હો રાજ !

: ૯ :

## મહિયારણ

[ ઢાળ—હું છું મહિયારણ રે ગોકુળ ગામની. ]

ઘેલી મહિયારણ રે ગોકુળ ગામની,
ત્હારાં તે મહિ કોણ લેશે ?
મહિયારણ રે ગોકુળ ગામની.

અમૃત સરીખાં રે ગોરસ ઠારીયાં,
મોંઘા તે દામ કોણ દેશે ?
મહિયારણ રે ગોકુળ ગામની.

રૂપલા ઈંઢાણી રે મટુકી મહી માથડે,
વૃજમાં જાવા કોણ દેશે ?
મહિયારણ રે ગોકુળ ગામની.

સોનલ દામણી રે સેંથલે કુમકુમ પૂર્યાં,
રૂમઝુમ ઘુઘરી ગાજે;
મહિયારણ રે ગોકુળ ગામની.

વેગે મા જાતી રે ગોરસ ઢોળાય છે,
ગોરીનાં ચીર કાંઈ ભીંજે;
મહિયારણ રે ગોકુલ ગામની.

ભીંજે ચુંદલડી રે રંગ કંઈ આછાં ઝરે,
હૈયાં રંગાય રસ ભીને;
મહિયારણ રે ગોકુળ ગામની.

: ૧૦ :

## શરદ પૂર્ણિમા

[ ઢાળ–સખી જો......ને લચી વાડીયો લૂંટાય ]

સખી જો.......ને વ્યોમ વાદળી વેરાય,
ધીરી જો.......ને આભ ચાંદની રેલાય.

વર્ષાની વાદળીમાં વીજળી ઝબૂકતી,
રઢિઆળી રાતે પેલી પૂર્ણિમાએ ઊગતી;

સખી જો.......ને ચોક ચંદની ઢળે,
ધીરી જો.......ને કેવા તારલા હસે.

શરદની યે રાતડીમાં પૂર્ણિમાનાં જોડકાં,
કૌમુદિને કારણે ભરાય તેજ હોડકાં;

સખી જો.......ને પેલી પોયણી ખીલે,
ધીરી જો.......ને ઢળી અંજલી ઝીલે.

રસની યે રેલ રાસ રસીયાના તાનમાં,
ઉરની લ્હાણ એક અનંતના ગાનમાં;

સખી જો.......ને ગાન ગેબી સુણાય,
ધીરી જો.......ને હેલે હૈયાં રેલાય.

: ૧૧ :

## ઉરની વાતડી

[ ઢાળ—સરોવર પાણીડાં... ]

ઉગ્યાં તો એ ઘડી થંભો રાજ તારલી !
ઉરની પૂછું એક વાતડલી !

ઊંચા આકાશ ઘટા ઘેરી રાજ તારલી !
ત્હેને છાયા જગ માંડવા રે !

આભની અટારીયે ઝૂલે રાજ તારલી !
ત્હેના તે ભેદ કંઈ ઉકેલજો રે !
ઉગ્યાં તો એ ઘડી થંભો રાજ તારલી !

દિનકરને દિવ્ય રૂડાં તેજ રાજ તારલી !
ચન્દ્રને સુધા ભરી ચંદની રે !

તમને તગતગતાં આછાં તેજ રાજ તારલી !
ત્હેના અભેદ ભેદ ખોલજો રે !
ઉગ્યાં તો એ ઘડી થંભો રાજ તારલી !

સરિતાને સુધા સલિલ રાજ તારલી !
સાગર ક્ષીર જલથી ભર્યો રે !

યોજ્યા સંયોગ યોગ એ શા રાજ તારલી !
સરિતા સાગરને સ્નેહે વર્યા રે !
ઉગ્યાં તો એ ઘડી થંભો રાજ તારલી !

: ૧૨ :

# આણાં

[ ઢાળ—રાસે રમે રંગ ઘેલી, શાહેલડી રાસે રમે રે ]

વે'લો વળે છે દૂર દેશ,
વીરાજી કેરી વે'લો વળે રે;
બ્હેનીના દૂર દૂર દેશ,
વીરાજી કેરી વે'લો વળે રે.

વાટ જોઇ થાકી મારા પીયરના પંથની,
નાવ્યા વીરાના સંદેશ;
હાં રે બ્હેની નાવ્યા વીરાના સંદેશ,
વીરાજી કેરી વે'લો વળે રે.

કુવાને કાંઠે ઊંચી નજરે નિહાળતી,
આંણાના પડઘા ઉર દેશ;
હાંરે બ્હેની આંણાના પડઘા ઉર દેશ,
વીરાજી કેરી વે'લો વળે રે.

પત્ર પઠાવે વીર દાદાના દેશથી,
વીરો આવે છે મ્હારે દેશ;
હારે બ્હેની વીરો આવે છે મ્હારે દેશ,
વીરાજી કેરી વે'લો વળે રે.

ઊગમણા પંથ ઘેરે ગોટા ઉડાડતી,
આઘે ચડ્યા છે ધૂળ કોટ;
હાં રે બેન આઘે ચડ્યાછે ધૂળ કોટ,
વીરાજી કેરી વે'લો વળે રે.

ગોરા અઘોરી ધોરી ધરણી ધ્રૂજાવતા,
છુમછુમ ઘુઘરીયોનો ઘોર;
હાં રે બ્હેની છુમછુમ ઘુઘરીયોનો ઘોર,
વીરાજી કેરી વે'લો વળે રે.

થનગનતે ઘોડલે ઉંચા અશ્વાર કોઈ,
છૂટાં જુલ્ફાં શા શીર કેશ;
હાં રે બ્હેની છૂટાં જુલ્ફાં શા શીર કેશ,
વીરાજી કેરી વે'લો વળે રે.

નમતી નજરીયે વીરો [illegible]
ઉરમાં આનંદ [illegible]
હાં રે બ્હેની ઉરમાં આનંદ [illegible]
વીરાજી કેરી વે'લો વળે રે.

: ૧૩ :

# મોતી વેરાયેલ

[ ઢાળ—સરવર પાણીડાં ]

ચંદની ચોકમાં મોતી વેરાયેલ,
મોતીડાં વીણવા આવજો, હો બ્હેન !

ખરરર ખરતાં, સરરર સરતાં,
મોતીડાં ઝીલવા આવજો, હો બ્હેન !

તગમગતા તારલા શાં, ઝઘમઘતા હારલા શાં,
મઘમઘતાં ફૂલડાં શાં મોતી વેરાયેલ;
મોતીડાં ઝીલવા આવજો ! હો બ્હેન !

પલપલતી પાંપણી શાં, હસહસતી આંખડી શાં,
ઝમ ઝમતી ઝાંઝરીશાં મોતી વેરાયેલ;
મોતીડાં ઝીલવા આવજો, હો બ્હેન !

ચકચકતી ચાંદની શાં, ઝઘઝઘતી જ્યોતી શાં,
ગણગણતી ઘંટડી શાં મોતી વેરાયેલ;
મોતીડાં ઝીલવા આવજો હો બ્હેન !

ચંદની ચોકમાં મોતી વેરાયેલ
મોતીડાં વીણવા આવજો હો બ્હેન !

: ૧૪ :

## સૃષ્ટિને સંદેશ

[ ઢાળ—મોરલા મઢાવું ચાંચ ત્હારી... ]

વીજળી ઊભાં રહો જરી એટલું પૂછાવું ખરી,

મેઘના સંદેશ કહી સૃષ્ટિને જગાડ;
સૃષ્ટિને જગાડ જગત્ માને ત્હારો પાડ,
સૃષ્ટિને જગાડ જગત્ માને ત્હારો પાડ.—વીજળી૦

વર્ષાના વિલાસી નભામંડળ વાસી;
જ્યોત ત્હારી તું ત્હારી જ્યોત ત્હારી દેખાડ.—વીજળી૦

વિશ્વ દ્વાર બાંધી, ગગન ઘૂસટે સાંધી;
ઝળક ત્હારી તું ત્હારી, ઝળક ત્હારી દેખાડ.—વીજળી૦

મેઘની માનીતી, મૃત્યુ લોકની માતા મહી;
આશ ત્હારી તું આશ, જગત ત્હારી દેખાડ.—વીજળી૦

પૃથ્વીમાં પધારી, બાર વૃત્તિને વિસારી;
મેઘ ત્હારો, તું ત્હેની, મેઘ ધારા વર્ષાવ.—વીજળી૦

: ૧૫ :

## વિશ્વ-ઝૂલો

[ ઢાળ-શેના લીધા છે મારા શ્યામ...અબોલડા... ]

ઝૂલે ઝૂલોને મારા શ્યામ !
ઝૂલે ઝૂલો ઝૂલોને;
ઝૂલાવે પ્રકૃતિ ને પ્રાણ,
ઝૂલે ઝૂલો ઝૂલોને.

ઝૂલો ઝૂલે છે ઊંચી આભની અટારીયે,
દોર સાંધી ઇન્દ્ર ધનુ ચાપ;
ઝૂલે ઝૂલો ઝૂલોને.

બેસણ વાદળની મખમલ શી ગાદલી,
કાંગર મેઘાંબર શણગાર;
ઝૂલે ઝૂલો ઝૂલોને.

દિવ્ય દોરશી ઝબૂકતી સૌદામિની,
સ્વર્ગે શુ સૃષ્ટિ વિહાર;
ઝૂલે ઝૂલો ઝૂલોને.

વાયે પ્રકોપ શીળા ચોદીશના વાયરા,
જગવ્યા ત્રિખંડ ત્રિલોક;
ઝૂલે ઝૂલો ઝૂલોને.

નાખ્યો હિલોળ ચઢ્યો દેવ કેરી વાડીયે,
અમૃત ધારાઓ રેલાય;
ઝૂલે ઝૂલો ઝૂલોને.

ઉતરે પૂરપાટ પુણ્ય પૃથ્વી પેટાળમાં,
ઝડીઓના વરષે વરસાદ;
ઝૂલે ઝૂલો ઝૂલોને.

સંસારે સરતાં એ તાપસ તપસ્વિનિ,
જીવન ઝૂલો ઝૂલાવ;
ઝૂલે ઝૂલો ઝૂલોને.

: ૧૬ :

## સાસરે

[ ઢાળ–કાંટો વાગ્યો છે મારે કાળજે... ]

શાણી સિધાવે આજ સાસરે,
મહીઅરીયાના માર્ગ મોંઘા તજી
સાસરીઆના સાથમાં.—શાણી સિધાવે૦
આંસુ આંસુયે ભરી આંખડી,
ઉરે ઉરે અતી કાંપ ઊઠે ને
પ્રાણ સહે વિરહ વેદના.—શાણી સિધાવે૦
સરખી સાહેલડીના સાથરા,
દેખી દ્રવે, હૈયે, હેત સ્રવે
બાલ સ્મરણો સતાવે બોલડા.—શાણી સિધાવે૦
માતા મનાવે મારી મીઠડી,
પિયરીયામાં પ્રાણ પૂર્યાં
શાણી સાસરીયાં શોભાવજે.—શાણી સિધાવે૦
સ્નેહીના સાથ સૌ શીખ દે,
બાલપણાના બોલ કાલા તજી
વચને તોલ વધારજે.—શાણી સિધાવે૦
બાપુના બોલ ઉર ખોલવે,
દીકરી સાચવી લાજ પિતાની
ઉભય કુળ ઉદ્ધારજે.—શાણી સિધાવે૦
સસરાને તાત સાસુ માતડી,
કંથને ગણી સંત સૌભાગ્ય
શીલ સાગર રેલાવજે.—શાણી સિધાવે૦
કુળની કંકણ કર વેલડી,
ગૃહની ગૃહ દેવી બની
સંસારે સ્વર્ગ સોહાવજે.—શાણી સિધાવે૦

: ૧૭ :

## વાદળીઓ

[ ઢાળ—ટોપી વાળાનાં ટોળાં ઉતર્યાં ]

રમતી વાદળીઓ વેગે ઊતરી,
ઊતરી કંઇ ગિરિઓને મેર રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

ગાજ્યું ગગન ગાજી મેદની,
ધરતીમાં ગુંજ્યા દેવના ઘંટાનાદ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

કાળા ઘોડા ને કાળા હાથીડા;
રૂપલા રૂડી રથની ઝાલર ઘેર રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

સાગર રથ, વાયુ જોડયા ઘોડલા,
આભને આરે પૂર સપાટે જાય રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

ટહુકે છે મોર કોયલ લહેરતી,
ઝૂરે બપૈયા પીયુપીયુ કરે શોર રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

સૂકા ઝરાને સૂકા ઝાડવા,
સૂકા સર, વનવેલીઓને વૃક્ષ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

છાંટ્યું અમૃત ઢળી સંજીવની;
અસી ધારે વરસ્યા બારે મેઘ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

સૃષ્ટી સંજીવની ઝીલી રહી,
પ્હેરી લીલાં હરીઆળા સ્વાંગ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

પોષ્યાં અબોલ પોષ્યાં માનવી,
પૂર્યા સારી સૃષ્ટિમાંહી પ્રાણ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

: ૧૭ :

## વાદળીઓ

[ ઢાળ–ટોપી વાળાનાં ટોળાં ઉતર્યાં ]

રમતી વાદળીઓ વેગે ઊતરી,
ઊતરી કંઇ ગિરિઓને મેર રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

ગાજ્યું ગગન ગાજી મેઘની,
ધરતીમાં ગુંજ્યા દેવના ઘંટાનાદ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

કાળા ઘોડા ને કાળા હાથીડા;
રૂપલા રૂડી રથની ઝાલર ઘેર રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

સાગર રથ, વાયુ જોડયા ઘોડલા,
આભને આરે પૂર સપાટે જાય રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

ટહુકે છે મોર કોયલ લ્હેરતી,
ઝૂરે બપૈયા પીયુપીયુ કરે શોર રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

સૂકા ઝરાને સૂકા ઝાડવા,
સૂકા સર, વનવેલીઓને વૃક્ષ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

છાંટ્યું અમૃત ઢળી સંજીવની;
અમી ધારે વરસ્યા બારે મેઘ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

સૃષ્ટી સંજીવની ઝીલી રહી,
પ્હેરી લીલાં હરીઆળાં સ્વાંગ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

પોષ્યાં અબોલ પોષ્યાં માનવી,
પૂર્યા સારી સૃષ્ટિમાંહી પ્રાણ રે
અષાઢી રાતે રમતી વાદળીઓ વેગે ઊતરી.

: ૧૮ :

## કાલીન્દી-કાંઠડે

[ઢાળ-ભારી બેડાંને...]

મથુરાથી નીસરી ગોવાલણી રે રાજ,
રાધા રંગીલી વૃજ નાર રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

મહીની મટુકી ભરી સંચરી રે રાજ,
વૃજના મારગડે જાય રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

ઘેરી ઘટાને ઊંચા ટેકરા રે રાજ,
ઊંડા યમુનાજી કેરા ઘાટ રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

ગોધન ચરેને બંસી બજે રે રાજ,
કાનુડો કદંબ કેરી ડાળ રે;
કહાનો કાલીંદીને

ગોરસ દોને ગોરી દાણમાં રે રાજ,
યમુના ઘાટ રખેવાળ રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

માખણના ચોર કાળા કાનુડા રે રાજ,
ઘેર ઘેર છૂપી પીતો છાશ રે;
કાનો કાલીંદીને કાંઠડે.

ખેંચી ગોવાલણીની ગોરસી રે રાજ,
ફોડ્યાં મહી કેરાં માટ રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

ગોરસ ઢળેને ગોરી નીતરે રે રાજ,
મુખડાની લટ ભીંજાય રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

જોજે જશોદાના લાડકા હો રાજ,
કેવો ઘડાવું ત્હારો ઘાટ રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

: ૧૮ :

## કાલીન્હી—કાંઠડે

[ઢાળ—ભારી બેડાંને...]

મથુરાથી નીસરી ગોવાલણી રે રાજ,
રાધા રંગીલી વૃજ નાર રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

મહીની મટુકી ભરી સંચરી રે રાજ,
વૃજના મારગડે જાય રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

ઘેરી ઘટાને ઊંચા ટેકરા રે રાજ,
ઊંડા યમુનાજી કેરા ઘાટ રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

ગોધન ચરેને બંસી બજે રે રાજ,
કાનુડો કદંબ કેરી ડાળ રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

ગોરસ દે ને ગોવાલણી રે રાજ,
મારગનાં મૂલ મોંઘાં થાય રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

વૃજના ગોવાળ થા મા આકળો રે રાજ,
હું છું મોટા કેરી બાળ રે;
કહાનો કાલીંદીને કાંઠડે.

: ૨૦ :

# ગોવાલણી

[ ઢાળ—શીદને રડે છે મારી અલબેલી. ]

વ્હેલી થાજો ગોવાલણી રાજ,
ત્હારે હૈયે હર્ષની હેલી આજ;
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

હજી ઉષાના આભે ઓળા પડે,
સજી સહસ્ત્ર રશ્મિ રથે ચઢે;
ઊગ્યાં પ્રભાત ઝગી સમશે રાજ,
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

સરિતા કીલ્ કીલ્ વહને વહતી,
શીળી સમિર લહરીઓ ફરફરતી;
કીર કોકિલ કલરવ કરતાં રાજ,
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

બીડી કુસુમ કળી ઊઘડે કૂંજે,
રસ પાંખડીયે ભ્રમરો ગૂંજે;
સરસા સર કાંઠડે કૂંજે રાજ,
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

ધેનુ ધણ સીમ ભણી વળતી,
ગીત બંસી વનવન ગૂંજવતી;
ગોપાળકી ગેડી ચમકતી રાજ,
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

વટ વૃક્ષ ઢળે રવી હૂમ ખરે,
તુજ ગોરસ કાજે સાદ કરે;
વેગે વ્હાલમને મળજે રાજ,
વ્હેલી થા માગોવાલણી રાજ.

: ૧૯ :

## જોગીરાજને

[ રાગ—ઝીંઝોટી ]

વીરહની વેણુ વગાડી ઓ જોગીરાજ !
મીઠી મધરાતે આ શી મોહીની લગાડી.

સ્નેહીને સોણલે જગાડી ઓ જોગીરાજ !
મીઠી મધરાતે આ શી મોહીની લગાડી.

પુરનો પ્રવાસી ઊભો દૂર દૂરને દીવડે,
આશાની જ્યોતિ જગાડી ઓ જોગીરાજ !
મીઠી મધરાતે આ શી મોહીની લગાડી.

આઘે આઘે મોંઘા સન્તની મઢૂલી,
પાપ પુન્યની વિભૂતી ભરેલી ઓ જોગીરાજ !
મીઠી મધરાતે આ શી મોહીની લગાડી.

ગાજે ઘનઘોર શોર ટુહુકન્ત મોરલા,
કાળજે કટારી લગાડી ઓ જોગીરાજ !
મીઠી મધરાતે આ શી મોહીની લગાડી.

જોગી તુંજ જોગ સહે જીવન વિજોગીની,
ઝૂરે મુજ હૈયાની હોડલી ઓ જોગીરાજ !
મીઠી મધરાતે આ શી મોહીની લગાડી.

મોંઘા ઓ સંત ! ભેખ ભૂરકીથી ભોળવી,
હૈયે પિયુ ઝંખના જગાડી ઓ જોગીરાજ !
મીઠી મધરાતે આ શી મોહીની લગાડી.

: ૨૦ :

## ગોવાલણી

[ ઢાળ—શીદને રડે છે મારી અલબેલી. ]

વ્હેલી થામા ગોવાલણી રાજ,
ત્હારે હૈયે હર્ષની હેલી આજ;
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

હજી ઉષાના આભે ઓળા પડે,
સજી સહસ્ર રશ્મિ રથે ચઢે;
ઊગ્યાં પ્રભાત ઝગી સમશે રાજ,
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

સરિતા કીલ્ કીલ્ વહને વહતી,
શીળી સમિર લહરીઓ ફરફરતી;
કીર કોકિલ કલરવ કરતાં રાજ,
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

ખીડી કુસુમ કળી ઊઘડે કૂંજે,
રસ પાંખડીયે ભ્રમરો ગૂંજે;
સરસા સર કાંઠડે કૂંજે રાજ,
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

ધેનુ ધણ સીમ ભણી વળતી,
ગીત બંસી વનવન ગૂંજવતી;
ગોપાળકી ગેડી ચમકતી રાજ,
વ્હેલી થા મા ગોવાલણી રાજ.

વટ વૃક્ષ હળે રવી ધૂમ ખરે,
તુજ ગોરસ કાજે સાદ કરે;
વેગે વ્હાલમને મળજે રાજ,
વ્હેલી થા માગોવાલણી રાજ.

: २१ :

## રાસ-ખેલન

( ઢાળ-છેટો છેટો એ નંદના છોકરા રે. )

નભ ઘોરે નીશા પટ ખોલે છે,
વિત્યા ખ્હોરનાં પ્રભાત રાસ ખેલે હો;
આભ આરે ઉષાનાથ ડોલે છે.

રાત ઘોરે નિંદર પટ ખોલે છે,
સાચા સ્નેહિનાં સોણાં રાસ ખેલે હો;
સ્નેહ ઘાટે પ્રણય નાથ ડોલે છે.

ઘન ઘોરે વાદળ પટ ખોલે છે,
વીજ ઝબૂકી ઝબકારે રાસ ખેલે હો;
વૃક્ષ ડાળે ઢેલડનાથ ડોલે છે.

નીર ઘોરે નિધિ પટ ખોલે છે,
જળ છોળે તરંગ રાસ ખેલે હો;
ધરા ઢાળે સરિતનાથ ડોલે છે.

કાળ ઘોરે અન્ધાર પટ ખોલે છે,
દેહ દિવ્ય બની બ્રહ્મરાસ ખેલે હો;
બ્રહ્મ આરે બ્રહ્માંડનાથ ડોલે છે.

: ૨૨ :

## રાધીકાનાં રસસ્મરણો

[ ઢાળ–ખીલી ખીલી વસંતની બહાર... ]

આવો આવો અલબેલી શાણી આજ, છાની કહુ વાતલડી,
જોને ઊભો એ નંદનો કિશોર, બજાવે મીઠી વાંસલડી.
પનઘટ પટે ઊભો રહી, નયનો નચાવે નેહથી,
કામણ કર્યાં જાદુગરે, પ્રેર્યાં હૃદય અમ સ્નેહથી;
ઘેલી કીધી ગોવાળે આજ, કનૈયે મારી હાંસી કીધી રે,
ઠગારે મ્હારી હાંસી કીધી રે.
છોડો છોડો યશોદા કેરા લાલ, ભીંજાશે મ્હારી ચુંદડલી;
નિરખે સાસુ કે કોડીલો ભરથાર, મેણીલુ દેશે નણંદલડી,
આવો–આવો૦

ચાલી દહીં દૂધ વેચવા, યમુના કિનારે ઊતરી,
ઊભો હુલારો કાન, દાણી વૃજનો બંસી ધરી;
શાને રોકો છબીલા કાન, સતાવે મને શાને અહીં રે,
ઢોળાશે અમ માખણ મહી રે;
જાઓ આપી તમ દહી ગોરસનાં દાન, આ કંસ કેરી બાલકડી,
નહિ છોડું આ ચંદ્રવદની બાળ, રોકી ઊભો તુજ વાટલડી.
આવો–આવો૦

સૂતી શરદ પૂર્ણિમાયે, ચાંદલો ચમકી રહ્યો,
જાગી સુણીને નાદ બંસી, ઉરમાં ભેદી રહ્યો;
વ્યાકુળ કીધી હુલારે આજ, ભૂલાવી સુધ સાન અહીં રે,
મોહનને પ્રીતે મળી રે;
જામ્યો જામ્યો સાહેલડીનો સંગ, રાસે રમીયા રાતલડી,
ઘેલુ કીધુ ત્રિલોક ગરજ્યો મેહ, ઈશાને ચમકી વીજલડી.
આવો–આવો૦

: ૨૩ :

## ઉષાનાં—આતિથ્ય

[ ઢાળ—મોરલી રે જળ જુમનાને તીરે... ]

ઉષાને આગણે રાસ રચાયા,
આમંત્રણ ઉરનાં દીધાં રે;
રાસ રમવાને આવો.

આઘેરા ચોકમાં ઉષા ઊભેલાં,
ગુલાબી આંગણાં ઘેર્યાં રે;
રાસ રમવાને આવો.

રત્નાગર છાબડી હીરે મઢેલી,
કનક કિરણો વેર્યાં રે;
રાસ રમવાને આવો.

પૂર્વ દિશાની ઊંચી અટારીયે,
ઉષાની આંખડી ઉજાષે રે;
રાસ રમવાને આવો.

આરસ શી ઉજળી, પુષ્પ સરીખડી,
વેલડી શી કુમળી સુહાવે રે;
રાસ રમવાને આવો.

કનક ચોળી ને કેશુડે રંગોળી,
ગુલાબી ઓઢણી ઓઢે રે;
રાસ રમવાને આવો.

મુખડું મલકાવતીને હૈડું લચકાવતી,
આંખડી અમેરી હસાવે રે;
રાસ રમવાને આવો.

નાની શી નાવડીમાં, ઉષા ચઢેલાં,
ગિરિના શૃંગને ડોલાવે રે;
રાસ રમવાને આવો.

નાનકડી કૂંજનાં જળને ઝૂલાવતી,
ઝરણાંને જોરથી નચાવે રે;
રાસ રમવાને આવો.

ઘટામાં ઘૂમતી પંખી જગાડતી,
કલ્લોલ મંત્ર પઢાવે રે;
રાસ રમવાને આવો.

સિન્ધુની છોળે નાવડી ઝકોળે,
વિવિધ રંગો રેલાવે રે;
રાસ રમવાને આવો.

ઉષાની ક્યાં ! ક્યાં ! વાડીયો સુહાવે,
ક્યાં ! ક્યાં ! ઉષાનાં ઉત્રાણુ રે;
રાસ રમવાને આવો.

ઉષાને વ્હાલી ભૂમિ ભારતની,
અમરાપુરી સમ સોહાય રે;
રાસ રમવાને આવો.

ગૂજરાતને આંગણે વાડીઓ સૃજાવે,
ગુર્જરી શુ ગીતડાં ગાય રે;
રાસ રમવાને આવો.

ઉપવનને ઓટલે ઉષા ઊતરીયાં,
ઝાંઝરનો કીધો ઝણકાર રે;
રાસ રમવાને આવો.

નયનો શુ મીટ ભરી અમીનાં છાંટણાં,
ચેતન ફુવારા ફેરાય રે;
રાસ રમવાને આવો.

"વૃક્ષોને ઓઠડે, કુવાને કાંઠડે,
ઉષાએ દીધો સાદ રે;
રાસ રમવાને આવો.

નિદ્રાએ પોઢતી બાલીકા જાગો,
ભારતમાં આ શાં અન્ધાર રે;
રાસ રમવાને આવો.

ઉજ્વલ પ્રભા જેનાં ચેતન ચમકાવે,
દિવ્ય–ભૂમિકા સોહાય રે;
રાસ રમવાને આવો.

સ્વર્ગનો સ્નેહ છોડી ભારતને ભાળતા,
દેવ ગાન્ધર્વ ગુણ ગાય રે;
રાસ રમવાને આવો.

તેના સંતાન તમે નિદ્રાએ ઘોરતા,
પરતંત્રતાનાં પગરાણ રે;
રાસ રમવાને આવો.

જાગતો ને ઝૂરતો ઊભો અતિથિ,
તેને કીધાં પ્રભાત રે;
રાસ રમવાને આવો.

સરિતાને કાંઠડે પોકાર પાડતો,
ભારતનો ભાગ્ય વિધાત રે;
રાસ રમવાને આવો.

જાગો બાલકડાં જાગો લાડકડાં,
ભાવિ ભારતનાં નિશાન રે;
રાસ રમવાને આવો.

રાષ્ટ્રનું ગાન કરી ઉગાવો ભાણ ફરી,
સ્વતંત્રતાને સરજાવ રે;
રાસ રમવાને આવો.

ઉષાને હૈડે હાસ ભરાયાં,
ધન્ય ધન્ય ભારત પ્રાણ રે;
રાસ રમવાને આવો.

બાલક બાલીકાનાં વૃન્દ ઊભરાયાં,
ઉષાને ઘેરી ચોપાસ રે;
રાસ રમવાને આવો.

કોની બાલા કોણ દેશ તમારા,
ક્યાં છે તમારા વિશ્રામ રે;
રાસ રમવાને આવો.

સૂર્ય પિતા દેશ પૂર્વ અમારા,
ગુર્જર વાડીયે વિશ્રામ રે;
રાસ રમવાને આવો.

ઉષાને સાથરે છાંટણ છંટાયાં,
આતિથ્ય ઉરનાં અપાય રે;
રાસ રમવાને આવો.

પહેલો અતિથિ રાજ ગગન ગોખમાં,
અર્ઘ્યે દીધાં સન્માન રે;
રાસ રમવાને આવો.

બીજો અતિથિ રાજ આશ્રમને ઓટલે,
અંતરના ખોલડ અપાય રે;
રાસ રમવાને આવો.

ભારતના પ્રાણ અમે ભારતને અર્પશું,
જીવન તન ધન સર્વાંગ રે;
રાસ રમવાને આવો.

ઉષા ત્યાં ઊછળી રાસ મંડાયા,
પૂર્વે ભાનુનો પ્રકાશ રે;
રાસ રમવાને આવો.

: ૨૪ :

## જ્યોત્સ્નિકા

[ ઢાળ–ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ. ]

ગગને નિહાળુ પૂરણ ચંદ્રિકા રે લોલ,
આછાં રૂડાં તારલાનાં તેજ રાજ;
જ્યોત્સ્નિકાની જ્યોત ઉર ઝીલવે રે લોલ.
હીંડો સંતાતો બ્રહ્મકૂંજમાં રે લોલ,
ચમકે એનાં ચારુ ભર્યાં નેન રાજ;
જ્યોત્સ્નિકાની જ્યોત ઉર ઝીલવે રે લોલ.
અશ્વ પૂર પાટ હેલે ચડયો રે લોલ,
ઘેલાં કીધાં વિશ્વ–પૂર લોક રાજ;
જ્યોત્સ્નિકાની જ્યોત ઉર ઝીલવે રે લોલ.
અમૃત ઝર્યાં અવની પૂરમાં રે લોલ,
શાન્તિસુધા વિશ્વમાં રેલાય રાજ;
જ્યોત્સ્નિકાની જ્યોત ઉર ઝીલવે રે લોલ.
રૂપે રસ્યાં મઢૂલી માળીયાં રે લોલ,
મોતીયે મઢયા રસાળા ચોક રાજ;
જ્યોત્સ્નિકાની જ્યોત ઉર ઝીલવે રે લોલ.
પુષ્પની પરાગ ફોરે ચઢી રે લોલ,
ખીલ્યાં પેલાં બકુલ ગુલાબ રાજ;
જ્યોત્સ્નિકાની જ્યોત ઉર ઝીલવે રે લોલ.
નયને નિહાળે ધવલ કૌમુદી રે લોલ,
ઝીલે એનાં વહાલ ભર્યાં વેણ રાજ;
જ્યોત્સ્નિકાની જ્યોત ઉર ઝીલવે રે લોલ.
તન્મય તપેલી જગત તાપથી રે લોલ,
શાન્તિ મારા હાર્દમાં સમાય રાજ;
જ્યોત્સ્નિકાની જ્યોત ઉર ઝીલવે રે લોલ.

: ૨૫ :

## મીઠી મૂંઝવણ

[ઢાળ–ભમ્મરીયા કુવાને કાંઠડે...]

ઊંડો જળ ઘાટ વાટ વેગળી રે રાજ,
કેમ કરી ટેકરા ચઢાય રે;
પનઘટ પંટે ના જાવું એકલી રે લોલ.
સોના જળ બેડલું જળે ભર્યું રે રાજ,
રૂપલા ઇંઢાણી સરી જાય રે;
પનઘટ પંટે ના જાવું એકલી રે લોલ.
જોતી મૂંઝાતી જળ સીંચતી રે રાજ,
ઠગારો કોણ છૂપી જાય રે;
પનઘટ પંટે ના જાવું એકલી રે લોલ.
જળમાં ઝૂલે હો કૃષ્ણ કાનુડો રે રાજ,
યમુના નીર ઝોલા ખાય રે;
પનઘટ પંટે ના જાવું એકલી રે લોલ.
ખુડે ઘડુલો મારે ડૂબકી રે રાજ,
રાસડી પાતાળે ચંપાય રે;
પનઘટ પંટે ના જાવું એકલી રે લોલ.
માથે તે હેલ ભરી સંચરે રે રાજ,
કાનુડો છાનુડો લપાય રે;
પનઘટ પંટે ના જાવું એકલી રે લોલ.
કંકર ફેંકે ને ફૂટે બેડલું રે રાજ,
નવરંગ ચુંદડી ભીંજાય રે;
પનઘટ પંટે ના જાવું એકલી રે લોલ.
માતા જશોદા વીર વારજો રે રાજ,
અમથી તોફાન ન સહેવાય રે;
પનઘટ પંટે ના જાવું એકલી રે લોલ.

: ૨૬ :

## પારણે

[ ઢાળ—શેના લીધા છે મારા શ્યામ...]

પોઢો પોઢોને મારા વીર!
પારણે પોઢો પોઢોને;
માતા ઝૂલાવે અધિર,
પારણે પોઢો પોઢોને.

વીતી મધરાતડી તારલીયા ટમકે,
શીળા વાયે શા સમીર;
પારણે પોઢો પોઢોને.

સમુદર બેટથી રૂથડા જોડાવું,
નિદ્રા તેડાવું આ તીર;
પારણે પોઢો પોઢોને.

ઘર ઘરથી સૂતી ઘેરણ મંગાવું,
માથડે મૂકું લગીર;
પારણે પોઢો પોઢોને.

પોઢે જો વીર બાપુ ચંદ્રમા આવશે,
રમવા બોલાવશું જરી;
પારણે પોઢો પોઢોને.

માડી મૂંઝાતી ઊભી એકલી અવાસમાં,
પજવે મા લાડીલા વીર;
પારણે પોઢો પોઢોને.

: ૨૭ :

## ભાવની ભૂખી

[ રાગ—ઝીંઝોટી ]

હું તો ભાવની ભૂખી, ભાવની ભૂખી,
મને સ્વપ્નામાં સ્વાદ લેહ લાગી;
સદાની હું તો ભાવની ભૂખી, ભાવની ભૂખી.

સીધી શાક બજારેથી પાંદડાં લાવી,
કરી બેશન રગદોળી બાફી તૈયાર કરી;
તેલ નાખી વઘારતાં દાઝી ઊઠી,
ત્હોયે ખાવાની તક ના સાધી;
સદાની હું તો ભાવની ભૂખી, ભાવની ભૂખી.

જાણે શીરા કંસારની કથરોટુ ભરી,
પીરશી પતરાળી સામે બધી વાનીઓ ઠરી;
મોઢે કોળીયો મૂકયોને માંખ સીધી સરી,
હુલકે ખાવાની તક ના સાધી;
સદાની હું તો ભાવની ભૂખી, ભાવની ભૂખી.

દ્રાક્ષ અંજીર અખરોટે છાબડી ભરી,
જોતાં મુખમાં રસની રશધારા ઊછળી;
જીભ લબકારે લોહીની ધારા છૂટી,
બળી ખાવાની તક ના સાધી;
સદાની હું તો ભાવની ભૂખી, ભાવની ભૂખી.

: ૨૮ :

## રાસનાં સંભારણાં

[ રાગ—સીંધ—કાફી ]

શરદીની રે વીરહ સહ્યા, ને દીધા કોલ,
બોલ પાળશોને રાસ ક્યારે રચાય;
શરદીની રે વીત્યો વસંત ખરી ડાળ,
ઝાળ બૂઝાવશો ને રાસ ક્યારે રચાય.

હું શરદ સુહાગણી, વીરહે તપતી તાપ;
એ દિન રૂડા પામવા, સખી કેમ તજે સંતાપ.

શરદીની રે પેલી પૂર્ણિમાની સાંજ,
સાથ સુંદરી રે રાસ ક્યારે રચાય;
શરદીનીરે ચઢયો ચંદ્ર ચારૂ ચોક,
ઢળે ચંદની રે રાસ ક્યારે રચાય.

સખી ગણ ક્યારે આવશે, કરશું ક્યારે મોઝ;
રાસ રચી રસ રાજના, ઊગે સોહાગણ સાંજ.

શરદીની રે વાગે ઝાંઝર નુપુર,
બાજે ઘુઘરી રે રાસ ક્યારે રચાય;
શરદીની રે ડોલે બ્રહ્મને બ્રહ્માંડ,
ગાજે ખંજરી રે રાસ ક્યારે રચાય.

: ૨૯ :

## રસના—વીરડા

[ઢાળ—ફૂલનો મોરલો હો રાજ,... ]

રસના વીરડા હો રાજ,
રસના વીરડા હો રાજ;

મારા વીરાની વાણીમાં છલકે વીરડા હો રાજ,
રસના વારડા હો રાજ.

રસના ધોધવા હો રાજ,
રસના ધોધવા હો રાજ;

મારા વીરાની વાણીમાં ઊછળે ધોધવા હો રાજ,
રસના વીરડા હો રાજ.

રસના બોલડા હો રાજ,
રસના બોલડા હો રાજ;

મારા વીરાની વાણીમાં મીઠડા બોલડા હો રાજ,
રસના વીરડા હો રાજ.

રસના ઘૂંટડા હો રાજ,
રસના ઘૂંટડા હો રાજ;

મારા વીરાની વાણીમાં ગળકે ઘૂંટડા હો રાજ,
રસના ઘૂંટડા હો રાજ.

: ૩૦ :

## અજબ તેજ

[ ઢાળ–મોરલીમાં ગાયુ એવુ શું તેં કનૈયા... ]

અન્ધારી રાતે દીઠુ અદીઠુ અજબ તેજ,
તારલીયાની ભાતે ભૂરું દીઠુ અજબ તેજ;
નેહ ભર્યા નયને બાલા જોતી અજબ તેજ.

ગગન ઘુમ્મટે ઘેરુ દીઠુ અજબ તેજ,
આભની અટારી આછુ દીઠુ અજબ તેજ;
નેહ ભર્યા નયને બાલા જોતી અજબ તેજ.

આષાઢિ વાદળીમાં દીઠુ અજબ તેજ,
વર્ષાની વિજળીમાં દીઠુ અજબ તેજ;
નેહ ભર્યા નયને બાલા જોતી અજબ તેજ.

ઉષાને ઓળે સરતુ દીઠુ અજબ તેજ,
સન્ધ્યાને રંગે ઢળતુ દીઠુ અજબ તેજ;
નેહ ભર્યા નયને બાલા જોતી અજબ તેજ.

વિરાટને વેણે ખરતુ દીઠુ અજબ તેજ,
સ્નેહ ભીને હૈયે ઢળતુ દીઠું અજબ તેજ;
નેહ ભર્યા નયને બાળા જોતી અજબ તેજ.

: ૩૧ :

## કનૈયાનો કલશોર

[ રાગ—મીશ્ર આશાવરી ]

બનમાં બોલે મોર,
કનૈયા કાં તું મચાતે શોર.

કાલી ઘેલી કાં બોલી ન બોલે,
ઘેલા મચાતે શોર.—કનૈયા કાં તું મચાતે શોર.

ચમકતી બિજલી બાદલકે ઘેરમેં,
છાયી ઘટા ઘનઘોર—કનૈયા કાં તું મચાતે શોર.

દાદુર મોર બપૈયા બોલે,
હૈયે કળાયલ શોર—કનૈયા કાં તું મચાતે શોર.

ઝરમર ઝરમર મેહુલો બરશે,
ભીંજે મોરી નવરંગ કોર—કનૈયા કાં તું મચાતે શોર.

બિદ્રાબન કૂંજમેં ગોપીકા વૃંદમે,
નાચે નવલ કિશોર—કનૈયા કાં તું મચાતે શોર.

બનમાં બોલે મોર,
કનૈયા કાં તું મચાતે શોર.

: ૩૨ :

## વડલાની છાંયડી

[ ઢાળ–રાતુ રાતુ ગુલાબનું ફુલ... ]

શીળી શીળી એ વડલાની છાંય રે,
હિન્ડોળે ઝૂલતી'તી.
મારા દાદાની વાડી મ્હાંય રે,
હિન્ડોળે ઝૂલતી'તી.
મને ચંપાની ચટકી લાગી,
હિન્ડોળે ઝૂલતી'તી.
મને ચંપલીયે ચીત્ત ચળાવી,
હિન્ડોળે ઝુલતી'તી
મને મોગરાની મોહીની લાગી,
હિન્ડોળે ઝૂલતી'તી.
મને મોગરે મોહમાં ડૂબાવી,
હિન્ડોળે ઝૂલતી'તી.
મને ગુલાબ શુ મોઠડી લાગી,
હિન્ડોળે ઝૂલતી'તી.
મને ગુલાબે ખૂબ ગભરાવી,
હિન્ડોળે ઝૂલતી'તી.
મને કેવડાની કામના લાગી,
હિન્ડોળે ઝૂલતી'તી.
મને કેવડે ખૂબ કરમાવી,
હિન્ડોળે ઝૂલતી'તી.
મને વડલે વ્હાલ ભરી ઝીલી,
હિન્ડોળે ઝૂલતી'તી.
મને વડલે વ્હાલથી ઝૂલાવી,
હિન્ડોળે ઝૂલતી'તી.

: ૩૩ :

## બોરડીનાં બોર

[ ઢાળ—બોલે છે મોર બાલા બોલે છે..... ]

બોરડીનાં બોર મારી બોરડીનાં બોર;
લૂમે ને ઝૂમે મારી બોરડીનાં બોર.

વાડીયે ગઈતી ઊઘડતે મ્હોર,
લૂમે ને ઝૂમે મારી બોરડીનાં બોર.

દાદાજી લાવ્યા એક નાનેરો છોડવો,
ક્યારીમાં રોપ્યો ધરી હૈયે અંકોર;
લૂમે ને ઝૂમે મારી બોરડીનાં બોર.

કુમળો એ રોપ મારે વીરે ઉછેર્યો,
બ્હેનીયે હેલભરી પાણીડે ઝબકોર;
લૂમે ને ઝુમે મારી બોરડીનાં બોર.

ઊગી વસંત એના જીવનની ઉજળી,
ફાલી ફૂલીને ખીલ્યાં મંજરીને મ્હોર;
લૂમે ને ઝૂમે મારી બોરડીનાં બોર.

જાતી જુવાની એનાં હૈયાં હુલાવતી,
ડાળીએ ડાળીએ ફળનો લચકોર;
લૂમે ને ઝૂમે મારી બોરડીનાં બોર.

વીતી વસંત એના હૈયેથી ઊતર્યાં,
લચકે લૂટયાં મેં એનાં લાડીલાં બોર;
લૂમે ને ઝૂમે મારી બોરડીનાં બોર.

: ૩૪ :

## વીરાને આંગણે

[ રક્ષા બંધન ]

[ ઢાળ—બોલે છે મોર બાલા બોલે છે મોર... ]

ઊભી છે બ્હેન ઊભી છે બ્હેન,
વીરાને આંગણે ઊભી છે બ્હેન.
દોડીને હર્ષ ભરી આવી છે ઘેર,
વીરાને આંગણે ઊભી છે બ્હેન.

ઉષા ઉજાષીને પ્રગટ્યાં અજવાળીયાં,
મંગળ પ્રભાતવીર પોઢ્યા શું કેમ ?
વીરાને આંગણે ઊભી છે બ્હેન.

ઘરમાં ગૂંથાયા કંઈ વાતમાં ગૂંથાયા;
કે ભાભીના ભાવમાં ભૂલાઈ શું બ્હેન ?
વીરાને આંગણે ઊભી છે બ્હેન.

દેવીના દર્શને કે ગીતાના ગાનમાં,
બચુના વ્હાલમાં ભૂલાઇ શું બ્હેન ?
વીરાને આંગણે ઊભી છે બ્હેન ?

વ્હાલપની વાતમાં કે રસીયાના રાસમાં,
સ્નેહીના સાથમાં ભૂલાઈ શું બ્હેન ?
વીરાને આંગણે ઊભી છે બ્હેન.

: ૩૫ :

## પુનમની સાંજે

[ ઢાળ—હું તો ઉભીતી આભલાને આરે... ]

ઊગ્યો ચંદ્ર પુનમની સાંજે, કે કોટની રાંગે,
શ્રી રામજી રડતા'તા.
માતા કૌશલ્યા રામને હૂલાવે, કે ગોદમાં ઝૂલાવે,
શ્રી રામજી રડતા'તા.
બાલ ચાંદલો જોઈ જોઈ હાસે, કે સુખડુ ઊજાશે,
શ્રી રામજી રડતા'તા.
આવુ રૂપલા રમકડુ આલે, કોડીલો કુંવર માગે,
શ્રી રામજી રડતા'તા.
બાલ નાનકડા હાથથી ઝીલે, કરપોયણી શા ખીલે,
શ્રી રામજી રડતા'તા.
માતા માટીના મોરલા આપે, ન બાલ જરી હાસે,
શ્રી રામજી રડતા'તા.
જે વિશ્વનો વિહારી બની, નાચે કે ચંદ્રમાશુ રાચે,
શ્રી રામજી રડતા'તા.
વહે આંસુડે જલ બૂંદ ધારા, કે મોતીડાંની માળા,
શ્રી રામજી રડતા'તા.
રાજ રાજવી કો મહેલમાં આવે, સૌ બાલને મનાવે,
શ્રી રામજી રડતા'તા.
દેવે ડહાપણનાં દાન દઈ દીધાં, કો માનવી કીધાં,
શ્રી રામજી રડતા'તા.
ધરી આરસી કે ચંદ્ર બીંબ ઝીલે, શ્રી રામચંદ્ર રીઝે,
શ્રી રામજી રડતા'તા.

: ૩૬ :

## અમર પંથે

[ ઢાળ—સેવાના સંત થઈ રહીયે.... ]

આશા અનન્ત પેલી પારે,
સાહેલડી ! જાવું અમર પંથ આરે.

કોટિ કિરણોની માળા ગૂંથી'તી,
કંઠે આરોપવા ત્હારે;
સાહેલડી ! જાવું અમર પંથ આરે.

ભરતીશી માનવ મેદની ભેદીને,
આવી ઊભી તુજ દ્વારે;
સાહેલડી ! જાવું અમર પંથ આરે.

પલ પલ વીતે પ્રભુ ત્હારે મંદિરીએ,
પ્રગટ થશો નાથ ક્યારે;
સાહેલડી ! જાવું અમર પંથ આરે.

ઉરનાં અંધાર મારે અંતરે ઊલેચતી,
આશાના દિપ દૂર ધારે;
સાહેલડી ! જાવું અમર પંથ આરે.

આભની અટારીયે કોટી ઝબૂકલા,
ઉરમાં પ્રગટાવ તેજ ધારે;
સાહેલડી ! જાવું અમર પંથ આરે.

: ૩૭ :

## ઇશ્વરિ

[ ઢાળ–રૂપાળી રાત... ]

ખેલે ખેલે હો દિવ્ય દેશમાં કો સુંદરી,
ખેલે રસીલા રાસ અલબેલડી!
ગરબે ઘૂમે હો માત અંબિકા ઈશ્વરિ.

ઘૂમે ઘૂમે હો ગિરિમાળમાં કો સુંદરી,
ઝણુકે ઝાંઝર ઝણકાર અલબેલડી!
ગરબે ઘૂમે હો માત અંબિકા ઈશ્વરિ.

ઝીલે ઝીલે રમ્ય રાસ રસીક સુંદરી,
ભૂલે યક્ષ દેવ સૌ ભાન અલબેલડી!
ગરબે ઘૂમે હો માત અંબિકા ઈશ્વરિ.

સોહે સોહે સ્વર્ગ લોકની કો સુંદરી,
રૂપે પુનમનો ચાંદ અલબેલડી!
ગરબે ઘૂમે હો માત અંબિકા ઈશ્વરિ.

ખેલે ખેલો હો યુદ્ધ ઘાટે કો સુંદરી,
અરિ દળ કરતી સંહાર અલબેલડી!
ગરબે ઘૂમે હો માત અંબિકા ઈશ્વરિ.

ઢોળે ઢોળે હો ઉરસ્નેહલ કો સુંદરી,
ભક્તને ભાવથી ભીંજાવે અલબેલડી!
ગરબે ઘૂમે હો માત અંબિકા ઈશ્વરિ.

: ૩૮ :

## તાપણી

[ રાગ—ભીમપલાસ ]

પોષ મહીનાની કડકડતી ટાઢથી;
ગામના લોકો જાગીઆજી.

શેરીયે શેરીયે ભેગા મળીને;
ફળીએ કીધી તાપણીજી.

જીવો પટેલ લાવ્યા કલ્સો તણખલાં;
જમના કાકી ઊઠેરેજી.

સંતોક માસી સાંઠીઓ લાવીયાં;
કીધી ભડકે ભડકાજી.

ગોળ કુંડાળુ બેઠાં મળીને;
ભડકા ગગને ચઢતાજી.

ધૂમ ધૂમાડો ગોટે ઊડાડતાં;
આકાશે ચઢતાં વાદળાંજી.

નારણ કાકાએ નથ્થુ જગાડીઓ;
શેરીયે કીધી તાપણીજી.

જમના ફોઈએ જીવી જગાડી;
ફળીએ તાપવા તાપણીજી.

બાબુ ને બુચી દોડતાં આવ્યાં;
થર થર કાયા ધ્રૂજતીજી.

નાનાં મોટાંની ગોદે લપાતાં;
કડ કડ ટાઢથી બચતાજી.

હાથ પગ શેકતાં મોઢે અડકાડતાં;
કો જન હૈયાં ધખાવતાજી.

સૂર્ય બાપજી તડકા ઊઘાડતા;
ત્યાં લગી તાપણે તાપતાજી.

નાનાં મોટાંને ઘેલાં બનાવે;
એવી અમારી તાપણીજી.

શીયાળાની ટાઢથી બચવા;
સૌ જન તાપજો તાપણીજી.

: ૩૯ :

# ફૂલડાં

[ ઢાળ—માલણ ગૂંથી લાવ ગુણીયલ ગજરો ]

માલણ વીણી લાવ રસભર ફૂલડાં,
ત્હારાં ફૂલડાંના આપીશ મૂલડાં;
માલણ વીણી લાવ રસભર ફૂલડાં.

વીણી લાવ ગુલાબનું ફૂલ,
ત્હેનાં આપીશ મોંઘેરાં મૂલ;
ધીરી જો જરી થાયે ન ભૂલ;
માલણ વીણી લાવ રસભર ફૂલડાં.

ચૂંટી લાવ ચંપા કેરી કળીઓ,
વીણી વીણી ને ગજરો ભરીયો;
રોપી વેંણીમાં રૂપલા સળીઓ;
માલણ વીણી લાવ રસભર ફૂલડાં.

મીઠી ! વાળજે વીણવા ખોઈ;
બટ મોગરો જૂઈ જાઈ,
ચંપો ચંબેલી ભૂલે મા કોઈ;
માલણ વીણી લાવ રસભર ફૂલડાં.

જો ! ના ગૂંથતી માળા અધુરી,
પ્રભુ મંદિર જાવું મધુરી;
નાથ પુરશે આશા અધુરી;
માલણ વીણી લાવ રસભર ફૂલડાં.

: ૪૦ :

## વિદાય

[ ઢાળ—પાવા તે ગઢથી... ]

આજે રંગે રમીયાં રાસ, રસતાળી પાડી,
માગીશું સ્નેહ વિદાય, એ બ્હેની શાણી.

ભાવ ભીના ભેગાં મળ્યાં, તાળી પાડી,
કંઈ માંડી ઉરની વાત, એ બ્હેની શાણી.

દંડીકાના રાસ લઈ, રમતી શાણી,
ખણુણુ ખંજરીઓનો ઘોર, રસતાળી પાડી.

નમતી નાજુક કોર, રસતાળી પાડી,
ઝાંઝરનો ઠોકે ઝોક, એ બ્હેની શાણી.

ગાગર લઇ 'પનિહારી' થઈ, પનઘટ જાતી,
તેવી ગરબે ઘૂમતી બ્હેન, રસતાળી પાડી.

નવલી નારી એ નગ્રની, ગરબે ગાતી,
ઓઢી અંબર ઉર કોડ, ચકાવે ફરતી.

રૂડી શરદ પુનમની રાત, રસતાળી પાડી,
ખેલ્યાં રાસે સારી રાત, એ બ્હેની શાણી.

શાણાં કો સંભારજો, કો દિ બ્હેની,
આવીશું કો મંગલદીન, જમવા રસથાળી.

: ૧ :

## કુમારિકાને

[ ઢાળ—માત કહે વાત ભલી ભાત... ]

પ્રેમના વિકટ પંથ વેગળા કુમારીકા,
શુદ્ધ ઘાટ સ્નેહના નિહાળજે હો શાણી;
પ્રેમને પીછાણજે.

પ્રથમ દ્રષ્ટિ પ્રેમ ગણી, લગ્ન ગ્રંથી જોડતાં,
આજના યુવાન ! એવી ઘેલછાઓ ખેડતાં;
રૂપ છટા યૌવને મા ફસાતી ઓ શાણી,
પ્રેમને પીછાણજે.

સભ્યતાના ડોળ ધારી, મઝાકમાં કંઈ મ્હાલતા,
કલબને સોસાયટીમાં સભ્ય બની આવતા;
સ્નેહ લગ્ન કહીને ફસાવતા ઓ શાણી,
પ્રેમને પીછાણજે.

સ્વાર્થના સગા કંઈ, યૌવન ઉન્માદના,
કઈંક ભૂખ્યા દોલત કઈંક ક્ષણિક વિલાસના;
સૌન્દર્ય પિપાસુઓથી ચેતજે ઓ શાણી,
પ્રેમને પીછાણજે.

સુજ્ઞ સુગુણ મંજરી સ્નેહ શુદ્ધ એકતા,
ઉર એક આત્મ એક હૃદય એક ભાળતા;
જીવન સંગાથી કરી સ્થાપજે ઓ શાણી,
પ્રેમને પીછાણજે.

: ૨ :

# કહીએ શું બ્હેન !

[ ઢાળ—બોલે છે મોર બાલા... ]

કહીએ શું બ્હેન,
દીલ દઈએ શું બ્હેન;
એવાં સ્નેહ શુન્ય માનવીને કહીએ શું બ્હેન ?

સુખડે મીઠાશ ઉરે વિષનાં જળ ધોધવાં,
બોલડે બોલડે હલ હલતાં ઝ્હેર;
એવાં પાખંડી માનવીને કહીએ શું બ્હેન ?
કહીએ૦

આંસુડે અમી ઊઠે અંતર કણ વેરની,
નયણે ચમકાર ખરે અગ્નિ વર્ષાણ;
એવાં દ્વેષીલાં માનવીને કહીએ શું બ્હેન ?
કહીએ૦

રૂપાળી કાય ડાઘ દીલનો ભૂસાય ના,
ભભકે ભોળવે ધરી કાળની કટાર;
એવાં ડંખીલાં માનવીને કહીએ શું બ્હેન ?
કહીએ૦

મીઠુ મરમાળુ વદી જાળને બીછાવતા,
ચેતીને ચાલજે એવા કાળથી લગીર;
એવા પાપાત્મા માનવીથી રહીયે દીલ દૂર.
કહીએ૦

: ૩ :

## સંસાર–વાડી.

[ ઢાળ—ચંદ્રિયે અમૃત મોકલ્યાં હો બ્હેન... ]

રોપ્યા સંસારના માંડવા હો બ્હેન,
સીંચી સૌભાગ્યની હેલ, વેલ પાંગરી હો બ્હેન;
શીળી સંસારની છાંયડી હો બ્હેન.

ફાલી ફૂલીને શીળે ભરી હો બ્હેન,
સદાચાર ફૂલ ફળ મીષ્ટ, રસથી ફળા હો બ્હેન;
શીળી સંસારની છાંયડી હો બ્હેન.

ક્યારીયે ફોરે ફુવારા સ્નેહના હો બ્હેન,
ભાવભીના બોલડા ઢોળાય, ઝમે ફૂલડાં હો બ્હેન;
શીળી સંસારની છાંયડી હો બ્હેન.

ઘેરી ગંભીર ઘટા સાસુજી હો બ્હેન,
સસરાજી વડલાની છાંય, શીળે ઘૂમતી હો બ્હેન;
શીળી સંસારની છાંયડી હો બ્હેન.

દેરાણી ચંપા કળી સમી હો બ્હેન,
દેરીડો ચંપેલીયા છોડ, જોડ ના જડે હો બ્હેન;
શીળી સંસારની છાંયડી હો બ્હેન.

મઘમઘતો છોડ જીવન બાગમાં હો બ્હેન,
ગોરા ગુલાબ સમા કંથ, કોડ પૂરતા હો બ્હેન;
શીળી સંસારની છાંયડી હો બ્હેન.

: ૪ :

## અણખેડયો આત્મા

[ ઢાળ–રૂપલા રાતડલીમાં... ]

અલી અન્ધારી રજનીમાં નયન તુજ ખોલવા શાને !
ઉરે ઉર તોળવાં શાને !
હૈયા સૂની સૂકી કૂજે જળશાં ઢાળવા શાને,
છલોછલ ઓળવાં શાને !

નિર્જન વનવગડે વસી અલી કોયલ કરતી સાદ,
વૃક્ષ વીનાની વાડીયે અલી અમથા તુજ ઉરનાદ.
એવી એકલડી અવનિમાં તુજ ટુહુકારવાં શાને !
હૃદય રણકારવાં શાને !

ગાજે મેઘ ના વીજળી, ચમકે ના પલવાર,
ઝરમર ધીરા મેહુલા, વરસે ના તલભાર.
એવી જળ ભરી જાતી વાદળી જળ એ ઢાળવાં શાને !
સલિલ ત્યાં છોળવાં શાને !

વણફાલી વણ મોરતી, કોટીક માનવજાત,
જાણે ના જડતા થકી, ચુગવાતે દિનરાત.
એવા અણખેડયા 'આતમ'નાં ઉર ઉઘાડવાં શાને !
હૃદય રસાળવાં શાને !

: ૫ :

## આત્માના ઉજાસ

[ ઢાળ—મારા સુના મંદિરીયા માંય... ]

ગૂંથો ગૂંથો કોટી કિરણોની માળ,
ગૂંથાય મ્હારાં હૈયાં સખી;
શમ્યા શમ્યા મુજ ઉરના અન્ધાર,
ઉજાષ મ્હારે હૈયે સખી.
ગૂંથો૦

ઊંચી દિવાલ ગેહ ગેબી અન્ધારની,
ઘેરા ભાનુના પ્રકાશ રે.
ઊંડા ઊંડા કો અચળ તારલા ઝબૂકતો,
દેહનો ચે ગેબી દ્વાર;
ઝબૂકે એવાં હૈયાં સખી.
ગૂંથો૦

વનની અમરાઇઓ ઘેરી ગુહાશી,
સીધો સૂઝેના માર્ગ રે.
આત્માએ ઓળખી વિશ્વ ભૂલામણી,
અણસારે દિવ્ય દેહ દ્વાર;
ઊઘાડે મ્હારાં હૈયાં સખી.
ગૂંથો૦

ઊંડા અગાધ ઘોર સાગર નિઃસીમમાં,
ગાજે અઘોર નીલ વારી રે.
આશાની નાવ વધે ચેતન દીવડે,
આત્માના શોધે ઓવાર;
ઉજાષે મ્હારાં હૈયાં સખી.
ગૂંથો૦

: ૬ :

## ગોફ–ગૂંથણ

[ ઢાળ–રૂપાળી રાત ]

ગૂંથ્યો મેં ગોફ એક તાર મહી ભૂલી,
ભૂલ્યું ભૂલાય એમ કેમ અલબેલડી;
ગૂંથ્યો મેં ગોફ એક તાર મહી ભૂલી.

સપ્ત રંગી દોર બાંધી ગોફને ગૂંથાવવા,
ભૂલી હું દોર એમ કેમ અલબેલડી;
ગૂંથ્યો મેં ગોફ એક તાર મહી ભૂલી.

ગૂંથે ગૌરાંગ સુંદરી, રંગીત ગૂંથણ દોર;
વસ્ત્રો બેરંગી સજી, ફરતી ચક્રે ગોળ.
તાળી દઈ હસ્ત શાણી ફરતી ઘેરાવમાં;
ભૂલી રસ થોક એમ કેમ અલબેલડી;
ગૂંથ્યો મેં ગોફ એક તાર માંહી ભૂલી.

જીવન તાર એવા બધા, ગૂંથ્યા ઉર ઉર દેશ;
જો તૂટયા જીવન મહી, ન સંધાશે કો લેશ.
તૂટ્યા એ તાર જીવન સાંધતી આશાભરી;
સાંધ્યા સંધાય ના એક અલબેલડી;
ગૂંથ્યો મેં ગોફ એક તાર મહી ભૂલી.

: ૭ :

## સંસારનૌકા

[ ઢાળ—ઘેલી ઘેલી એકેલી ફૂલબાળા ]

કોઇ શાણો સુકાની કોઈ શાણો,
બચાવો મધ દરીએ ડૂબે હો;
મારી નૌકા જીવન.

ઊભી હું સંસાર સાગરે એકેલી,
કોઈ સાચો સુકાની કોઈ સાચો;
બચાવો મધ દરીએ ડૂબે હો;
મારી નૌકા જીવન.

ચોદીશનાં વાયુ વહે, સાગર ઝોલા ખાય;
પૂર પ્રચંડ વેગે ચઢ્યાં, નાવ હીલોળે ન્હાય.
દરિઓ ઝબોળે મ્હારી નાની શી નાવડી,
કોઇ આવો સુકાની સ્નેહી આવો;
બચાવો મધ દરીએ ડૂબે હો;
મારી નૌકા જીવન.

કાજળ કાળા જળભર્યા, ખડક અડગ વીક્રાળ;
જળચળ જડબા ફાડતાં, મૃત્યુના મહા કાળ.
ઝડપે એ ઝૂંડ મ્હારી મોંઘી શી નાવડી,
કોઈ આવો સુકાની જીવન આવો;
બચાવો મધ દરીએ ડૂબે હો;
મારી નૌકા જીવન.

: ૮ :

# સૌંદર્ય–શણગાર

[ ઢાળ–લે લે મોતી વેરાયલ ચોકમાં. ]

લે લે સૌંદર્ય વેરાય, સૃષ્ટિના બાગમાં;

લે લે ઝરણાં ઝરાય, સૃષ્ટિ સોહાગમાં.
વેર્યાં વેરાય ઝાડ પાનને પ્હાડમાં,
સરિતા સાગરમાં છલકાય;
લે લે સૌંદર્ય વેરાય, સૃષ્ટિ સોહાગમાં.

ઢોળ્યાં ઢોળાય શશી સૂર્યને તારલે,
ઉષા સન્ધ્યાયે મલકાય.
લે લે સૌંદર્ય વેરાય, સૃષ્ટિ સોહાગમાં.

આછાં અધુરાં કંઇ સુન્દરીના નેણલે,
વીરહીને હૈયે છલકાય;
લે લે સૌંદર્ય વેરાય, સૃષ્ટિના બાગમાં.

દીધાં જે દેવ તેને નયણેથી ન્યાળજે,
સૌંદર્ય આભુષણ શણગાર;
લે લે સૌન્દર્ય વેરાય, સૃષ્ટિના બાગમાં.

: ૯ :

## તલસતાં હૈયાં

[ ઢાળ–છેટા છેટા હો નંદજીના છોકરારે… ]

મીટ માંડી અધુકડી આંખડી રે,
સ્નેહ તરસ્યાં લોચન ન સમાય રાજ બાલ;
ઘેલાં હૈડાં તલપે ત્યાં ઘડી આવજો રાજ….મીટ૦

પલપલ પલકે પાંપણી, નયણે નીતરે નેહ,
ભીંજે નવરંગ ચુંદડી, હૈયે વર્ષ્યાં મેહ.

રોતાં રજની રતાશ ભરી આંખડી રે,
વિરહ વર્ષ્યા લલાટે લખાય રાજ બાલ;
ઘેલાં હૈડાં તલપે ત્યાં ઘડી આવજો રાજ….મીટ૦

રાત ઝૂરે રસીયાં ઝૂરે, ઝૂરે સુભાગી કોક
વીરહી જન વસમાં ઝૂરે, વ્હાલપને વિજોગ.

ઉર ધડકે ઘેરાતી ઘેરી આંખડી રે,
દીલ કંપ્યાં કાળજડાં કોરાય રાજ બાલ;
ઘેલાં હૈડાં તલપે ત્યાં ઘડી આવજો રાજ….મીટ૦

નભ ઢોળે રસ અંજલી, ચંદા મુખ મલકાય,
વ્હાલાંના વસવાટમાં, અધર સુધા છલકાય.

નવલ સાળુડે લ્હેરાતી ભીની આંખડી રે,
નવેલાં રસીયાં રમે જ્યાં સ્નેહ ઘાટ રાજ બાલ;
ઘેલાં હૈડાં તલપે ત્યાં ઘડી આવજો રાજ….મીટ૦

: ૧૦ :

## સ્ત્રી સન્માન

[ રાગ–પીલુ ]

નારી સન્માન રૂડું સ્થાપશો,
ત્યારે ભારત ઉજમાળું કંઈક ભાળશો;
સહકારે સન્નારી હૃદય જીતશો,
ત્યારે સૃષ્ટિને સ્વર્ગ શમ શોભાવશો.

કહેતા પુરુષો ગૃહકાર્યની દાસીઓ તમે,
સ્વાર્થ સત્તા અધિકારથી દબાવતા તમે.
કેમ સાંખે આર્ય અબળા અધિકારને હવે.
સ્નેહ સ્થાપવા પ્રેમથી રીઝાવશો,
ત્યારે ભારત ઉજમાળું કંઈક ભાળશો.

હૃદય શૂન્યને રીઝાવનારી દેવીઓ અમે,
રામ કૃષ્ણના પારણાં હીંચોળ્યા અમે;
રાષ્ટ્ર નેતાને પ્રેરણાઓ પાતાં અમે.
ઉચ્ચ આદર્શ ભાવથી નિહાળશો,
ત્યારે ભારત ઉજમાળું કંઈક ભાળશો.

જ્ઞાન શૂન્યને વિદ્યા દઈ વિકસાવજો તમે,
ગૃહ કાર્ય દક્ષતાથી ચલાવશું અમે;
સ્વર્ગીય જોડલાં શાં સૃષ્ટિને શોભાવશું અમે.
સંપ સ્નેહનું સામ્રાજ્ય સ્થાપશો,
ત્યારે ભારત ઉજમાળું કંઈક ભાળશો.

: ૧૧ :

## ફૂલડાં–ચૂંટે

[ ઢાળ–રાજ! કોઈ કુસુમ લ્યો... ]

રસ બાલ કોઇ ફૂલડાં ચૂંટે, ફૂલડાં ચૂંટે,
વ્હેલા પ્હરોડમાં ઊઠી,
રસ બાલ કોઈ ફૂલડાં ચૂંટે, ફૂલડાં ચૂંટે.

મીઠાં સુગંધી રસ ગંધીએ,
બાગતણાં ફૂલડાં ચૂંટે, ફૂલડાં ચૂંટે.

આવ્યો એ બાળ છોડી માનવ મંદિરીએ,
દીઠી ફૂલ ક્યારી રસડાળીએ;
બાગતણાં ફૂલડાં ચૂંટે, ફૂલડાં ચૂંટે.

બાલ બ્રહ્મચારી લટ વિખરી સુંવાળી,
વિશાળ ભાલ ભવ્ય દેહીએ;
બાગતણાં ફૂલડાં ચૂંટે, ફૂલડાં ચૂંટે.

સંધ્યાના રંગ સમી સુરખી શી ગાલમાં,
હસતી કળીઓ શાં હોષ્ટ રાતાંએ;
બાગતણાં ફૂલડાં ચૂંટે, ફૂલડાં ચૂંટે.

ગૌર ગુલાબ શું મુખડું મલકાવતો,
દાડમ કળીયો શા દંત દીપેએ;
બાગતણાં ફૂલડાં ચૂંટે, ફૂલડાં ચૂંટે.

: ૧૨ :

# ફૂલવાડી

[ ઢાળ–ઘેલી ઘેલી અકેલી... ]

મ્હોરી મ્હોરી વસંતે ફૂલાવાડી હો જીવન ક્યારી,
ચૂંટી જશો ના લોલ.
પેલી પેલી અકેલી વનવેલી હો જીવન વેલી,
ભૂલી જશો ના લોલ.

ઢાળે લોચન મોરલો, પીંછ કલા કરા નૃત્ય;
ઢેલડ ઝીલે રાત દિન, લ્હોતાં રસ અમૃત.
એવી એવી મયુરી સ્નેહ ઢાળે, ઢેલડ નાથ ડોલે,
ભૂલી જશો ના લોલ.
મ્હોરી૦

વસંત નવપુર ખીલતી, સજતી સ્વાંગ અનુપ;
કૂંજની કૂંજે વેલીયો, ધરતી અવનવાં રૂપ.
પેલી પેલી બકુલ ફૂલ ક્યારી, હો જીવન હરીયાળી,
ભૂલી જશો ના લોલ.
મ્હોરી૦

કોયલ કૂંજે વાડીયે, મીઠા સૂર રસાળ;
વસંતની હ્રુદયેશ્વરી, ગાતી જીવન સાર.
ગૂંજે ગૂંજે ગજાવે વનવેલી હો કોયલડી ઘેલી,
ભૂલી જશો ના લોલ.
મ્હોરી૦

: ૧૩ :

# સાચી–સેવા

[ રાગ—ઝીંઝોટી ]

સાચી સેવા જીવનની રે, ગરીબોને યાદ કરો;
જેવી અન્ય ના સેવા રે, દીન કેરાં દર્દ હરો.

[ સાખી ]

દીધા ને દેતા ઘણું, ભૂખ્યાની ભાગે ન ભૂખ;
ભરતામાં ભરણુ ભરો, દીન પામતા દુઃખ.
કોટી અન્ન વીનાના રે, ક્ષુધાર્તીને શાન્ત કરો;
પ્હેરે પટકુળ ના પૂરું રે, ઊઘાડાને વસ્ત્ર ધરો.
સાચી સેવા૦

[ સાખી ]

કો હિ મોટા મહીપતી, કો હિ ભીક્ષુક દીન;
કો હિ મ્હેલ મ્હેલાતમાં, કો હિ વસ્ત્ર વીહીન.
માગે ભીખ ન કો હિ રે, તેવા જન યાદ કરો;
ફૂલ નહિ ફૂલ પાંખડી રે, નમીને ભેટ ધરો.
સાચી સેવા૦

[ સાખી ]

સાચો ધર્મ સેવા મહી, સેવા અનુપમ છોડ;
સાચી સેવા દીનની, પર ઉપકારે જોડ.
અન્ય વૃત્ત ઉપાસના રે, ગરીબોના દર્દ હરો;
સાચી નીતિ ત્હેમાં રે, મુક્તિનો માર્ગ ખરો.
સાચી સેવા૦

: ૧૪ :

## અંતર-વ્હેણ

[ ઢાળ-સરોવર પાણીડાં... ]

જલનાં પ્રલય પૂર થંભે સાહેલડી !
અંતરનાં વ્હેણ કેમ રોકયાં રહે;
તારાનાં તેજ સ્હેજ ટમકે સાહેલડી !
નયનોનાં નૂર કેમ રોકયાં રહે.—જલનાં૦

જ્વાળા જગને ડારતી, પાવક પ્રજળે પાસ,
ભડભડ ભડકે વિશ્વનો, ત્રાસ કરી દઈ હાસ;
એવી અગ્નિની જ્વાલ પલ થંભે સાહેલડી !
અંતર આગ કેમ રોકી રહે.—જલનાં૦

ઘન ગાજે ગોરંભતો, વીજ કરે ચમકાર,
કાળ કરાળ શી વાદળી, વરશે જલજલ ધાર;
એવા ઘોર્યા પ્રલય મેઘ થંભે સાહેલડી !
અંતરના ઓઘ કેમ રોકયા રહે.—જલનાં૦

શરદ કળા સોળે તપે, કુમુદી ઉર હરખાય,
ઇંદુ ચમકે આભમાં, અમી ધારે રેલાય;
એવાં ચંદાનાં તેજ પલ થંભે સાહેલડી !
અંતર ઉજાસ કેમ રોકયા રહે.—જલનાં૦

: ૧૫ :

# જીવન-રથ

[ ઢાળ-સરોવર પાણીડાં... ]

જીવન રથ મુજ હાંકો ઓ નાથજી !
સંસાર ચક્ર ચલાવવા દ્યો;
જોડી નરનારની અજોડ ધુંસરી,
સંસાર ક્ષેત્રે ખેડાવા દ્યો.—જીવન રથ૦

સૃષ્ટિની જીવંત રંગભૂમિમાં નાથજી !
નૂતન નાટ્ય ભજવવા દ્યો;
પડદા બેરંગી અજબ નવલાં નિહાળતાં,
જીવન જુજવાં ઘડાવા દ્યો.—જીવન રથ૦

સુખ દુઃખ છાંયડી આવે ઘડીકમાં,
ધૂપ છાંય લ્હાણો લેવાવા દ્યો;
સુખમાં આરામ પળ સીઠી વીતાવતાં,
દુઃખે જગન્નાથ ગુણ ગાવા દ્યો.—જીવન રથ૦

વૈભવ વિલાસનાં મોહ થયો ગુંથાવતા,
માયા રંગે ન રંગાવા દ્યો;
દોરી જીવન રથ તાણો ઓ નાથજી !
સીધે મારગડે જાવા દ્યો.—જીવન રથ.

: ૧૬ :

## દેહ દીધાં ન દીલ !

[ ઢાળ–રૂપાળી રાત... ]

દેહ દીધાં ન દીલ રાજ ત્હારી માયા,
ત્હારી માયા સ્નેહસુની છાયા;
દેહ દીધાં ન દીલ રાજ ! ત્હારી માયા૦

વાટ જોઈ વીરહે વીતી મધ રાતડી,
સ્નેહ વારીથી ન ભીંજાઇ કાયા;
દેહ દીધાં ન દીલ રાજ ! ત્હારી માયા૦

રોઈ રોઈ રજની છવાઇ રાતી આંખડી,
એક મટકુ માંડી ન નયનો ઠર્યા;
દેહ દીધાં ન દીલ રાજ ! ત્હારી માયા૦

ખડતા અબોલ બોલ ઝીલતી આશાભરી,
ઉરના રસ બોલની રસ તરશી બાલા;
દેહ દીધાં ન દીલ રાજ ! ત્હારી માયા૦

દીપકની રોશની ના તેજમાં તણાતી,
દીલમાં દયા ન ઉર જ્વલતી જ્વાલા;
દેહ દીધાં ન દીલ રાજ ! ત્હારી માયા૦

આંસુ અભિષેક સારે જીવન વિયોગિનિ,
મૃત્યુ સંગે ન સંધાતી છાયા;
દેહ દીધાં ન દીલ રાજ ! ત્હારી માયા૦

: ૧૭ :

## અધિક માનસ

[ રાગ–સિંધ કાફી ]

જીવન ઝૂલે આનંદ કૂંજમાં,
આતમ ખૂલે માનસ કૂંજમાં.

તાપે તપે તરૂ છાંયે છાંયડી,
લતા લચી લચી જાય રે;
પરહીત કાજે પ્રાણ સમર્પે,
માનસ અધિક લેખાય.–જીવન ઝૂલે૦

કાદવ ખૂંચે નિર નિર્મળાં રેલતી,
સરીતા સરી સરી જાય રે;
તરસ્યાને પાણી પાતી ઉલસાતી;
માનસ અધિક લેખાય.–જીવન ઝૂલે૦

માનવ ચૂંટે ક્રૂર કળીઓ પમરાટતી,
પુષ્પ ખરી ખરી જાય રે;
સુગંધ ગંધ અખીલ વિશ્વને અર્પતાં,
માનસ અધિક લેખાય.–જીવન ઝૂલે૦

વૈભવ વિલાસે મૂઢ માનવ મ્હાલતાં,
અંતર હસી હસી જાય રે;
સ્વાર્થાંધિ પાપ પંથે પ્રવાસતા,
માનસ લગીર લેખાય.–જીવન ઝૂલે૦

: ૧૮ :

# બ્રહ્મચારી

[ રાગ—ભીમપલાસ ]

બાળાઓ : — બ્રહ્મચારી રે ભેખ શાના ધર્યા ?

બ્રહ્મચારી : — દુઃખિઆરા રે ભેખે ભગવાં ધર્યા.

બાળા : — બાળા ભોળા તમે બાલ બ્રહ્મચારી,
કાલા ઘેલા હજુ બાળા;
આવો તે વેશ કેમ લીધો બ્રહ્મચારી,
માયા લાગી દુઃખકારી.

બ્રહ્મચારી રે ભેખ શાના ધર્યા ?

બ્રહ્મચારી : — ૧

દુઃખિઆરા રે ભેખે ભગવા ધર્યા,

કેલૈયા કુંવર સમો હું ખેલતો સ્વચ્છંદમાં,
પરવા ન ધરતો માતની કે તાતની કુચ્છંદમાં;
વીતી જુવાની તોરમાં હું પાપને પંથે પડ્યો;
વિષ વાસનાના કુપમાં મુજ આત્મ પાપી સાંપડ્યો.
પાપાચારી રે પાપે ભગવાં ધર્યા,

બાળાઓ : —

બ્રહ્મચારી રે ભેખ શાના ધર્યા ?

ભવ્ય આ લલાટે તેજ ચમકે બ્રહ્મચારી,
વિદ્યા વિલાસના ઉછાળા;

બાલપણુમાં કૌપીન કમંડળ શાં ધારતા,
હંડી સંન્યાસી શા ચાળા.

બ્રહ્મચારી રે ભેખ શાના ધર્યા ?

બ્રહ્મચારી : — ૨

દુઃખિઆરા રે ભેખે ભગવા ધર્યા,

ગુરુ ગૃહે ભણુવા જતાં નીચ સંગતીમાં જઈ ભળ્યો,
લક્ષ્મી લૂંટાવી લ્હેરથી ને શેર સટ્ટે સાંપડ્યો;
ભિક્ષુક બની ભગવાં ધર્યાં કૌપીન ધર્યો આકારમાં,
કમંડલુયે રક્ત ચૂસ્યાં, હંડથી ખપ્પર ભર્યાં.

ક્રૂરચારી રે કર્મે ભગવાં ધર્યાં ?

બાળાઓ : —

બ્રહ્મચારી રે ભેખ શાના ધર્યા ?

યુગ યુગ શા યોગીરાજ જટા વધારી,
ભાલે ભભૂતી લગાવી;
ચકચકતો ચીપીયો, એરખડા ઝૂલતા,
હરિ નામ ધૂન મચાવી.

બ્રહ્મચારી રે ભેખ શાના ધર્યા ?

બ્રહ્મચારી : — ૩

દુઃખિઆરા રે દુઃખે ભગવાં ધર્યાં,

છટકેલ થઇ ભટકયો અભાગી દુર્દશા માહરી થઇ,
લ્હાવો મળ્યો ના લગ્નનો મુજ જીંદગી એળે ગઇ;

આ વિશ્વને ઠગવા અમે ધૂણી ધખાવી હામની,
ને પેટ પાપી પોષવા માળા ધરી હરિ નામની.

વેશધારી રે વેશે ભગવાં ધર્યાં,

બાળાઓ : —

બ્રહ્મચારી રે ભેખ શાના ધર્યાં ?

જળહળતી જ્યોત ચારુ ચંદ્ર શી ભાલમાં,
કંચન કાયા શા ચમકારા;
રાજયોગી શાં દિવ્ય ચક્ર ધર્યાં હસ્તમાં,
દેવાંશી દિવ્ય હો રૂપાળા;

બ્રહ્મચારી રે ભેખ શાના ધર્યાં ?

બ્રહ્મચારી : — ૪

દુઃખિયારા રે ભેખે ભગવા ધર્યાં.

રાજનો શિરતાજ હું ધન, વૈભવોમાં ખેલતો,
સત્તા અને મહત્તા થકી, મમ જીંદગાની વેડતો;
ભવ પૂર્વના સત્કર્મથી, મુજ આત્મમાં પડઘો પડ્યો,
આ મ્હેલ મ્હેલાતો તજી સન્યસ્ત લઈ વન સંચર્યો.

પૂણ્યશાળી રે પૂણ્યે ભગવાં ધર્યાં,

બાળાઓ:— બ્રહ્મચારી રે ભેખ શાના ધર્યાં ?

: ૧૯ :

# વિધવાનાં વિતક

[ ઢાળ—મારી વાડીમાં આંબો ફાલ્યો... ]

વિતકની એક વાત સખીરી,
ભીતરમાં ઊતરજો, અંતર ધરજો રે;
સુણજો બાળાઓ.

કુસુમ કળી યૌવન વનફાલી,
પરિમલ અંગે મ્હેકે, હૈયું લ્હેકે રે;
સુણજો બાળાઓ.

પત્થર દિલનો પાગલ પંથી,
હૈયા હીણો આવ્યો, ને કંઇ ફાવ્યો રે;
સુણજો બાળાઓ.

કર અંગુલી કર શું સ્હાઈ,
લેવા લગ્નનો લ્હાવો, દેહનો દાવો રે;
સુણજો બાળાઓ.

અર્ધ વિકસીત કળીને તોડી,
અકાળે યૌવન રોળી, વૃદ્ધ સહ જોડી રે;
સુણજો બાળાઓ.

નાથ નગુણા જર્જર હોડી,
ભવસાગરમાં રોળી, અશ્રુ ચોળી રે;
સુણજો બાળાઓ.

સમાજ સીતમ શા શા કરતી,
વિધવા શું અનુસરતી, પંથે પળતી રે;
સુણજો બાળાઓ.

કરનાં કંકણુ તોડી ફોડી,
બાળા વાળ વિહોણી, હૈયે હોળી રે;
સુણજો બાળાઓ.

દિલમાં દાવાનળ પ્રગટાવી,
અંગે આગ જલાવી, ભડ સળગાવી રે;
સુણજો બાળાઓ.

રણચંડી શી રમણી ઝૂઝે,
સમાજ સૌ બળભળતી, ખપ્પર ભરતી રે;
સુણજો બાળાઓ.

સીતમગર સ્થંભોને તોડી,
જીવન ગ્રંથી જોડી, કુસ કુમ રોળી રે;
સુણજો બાળાઓ.

: ૨૦ :

# કચડાતી કળી

[ ઢાળ—સખી શીખો તો શાણપણું... ]

વિશ્વ વાડીયે આશા ભરી વેલડી રે,
જળ સીંચી બાર બાર બેડલી રે;
ત્હોયે ખીલી ના વસંતે એકે કળી રે.

કૂંજ ક્યારીએ રોપી યે રસવેલડી રે,
ફોર ફોરે ફૂવારે જળ ઝીલતી રે;
ત્હોયે ખીલી ના વસંતે એકે કળી રે.

વૃક્ષ ઠૂંઠુ વળગાડી એ આશાભરી રે,
ખૂંચ્યા કંટક કરમાઈ કૂંળી વેલડી રે;
ત્હોયે ખીલી ના વસંતે એકે કળી રે.

ન્હોતી સઘન છવાઇ ઘટા ઘેરતી રે,
અકાળે ઊઘડી બીડાઈ એની પાંખડી રે;
ત્હોયે ખીલી ના વસંતે એકે કળી રે.

લગ્ન બંધે બંધાઇ ફૂલી વેલડી રે,
દેહ સાંધ્યા અબુધ રહી બેલડી રે;
જીવન વીત્યાં સુખની ના'વી ઘડી રે.

: ૨૧ :

## બાળશો મા

[ ઢાળ–પૂછશો મા કોઈ પૂછશો મા. ]

બાળશો મા કોઈ બાળશો મા,
હૈયે ધીકતા અંગાર ખાલી બાળશો મા;
બાળશો મા કો' પ્રજાળશો મા,
હૈયા સઘડી ધીખે ત્યાં આગ પ્રજાળશો મા.

કોટી કંગાલ રજ ભાખરી ન પામતા,
ટૂકડો બતાવીને સતાવશો મા;
હૈયે ધીકતા અંગાર ખાલી બાળશો મા.

ચીંથરે બેહાલ ભમે રંક ત્હારી શેરીયે,
મુલાયમ વસ્ત્રથી રડાવશો મા;
હૈયે ધીકતા અંગાર ખાલી બાળશો મા.

મુંગા ગરીબ ત્હારે આંગણીયે આવતાં,
હડધુત કરીને હઠાવશો મા;
હૈયે ધીકતા અંગાર ખાલી બાળશો મા.

શાણા શ્રીમંત આજ ભમતા વેરાનમાં,
સાહ્યબીથી દિલને દૂભાવશો મા;
હૈયે ધીકતા અંગાર ખાલી બાળશો મા.

સુખ દુ:ખ છાંયડી આવે સમીપમાં,
સમજી શાણાં કો'ને સતાવશો મા;
હૈયે ધીકતા અંગાર ખાલી બાળશો મા.

: ૨૨ :

## બાળા

[ રાગ—મરાઠ ]

બાળ લગ્નના બળાપા મા કરજે બાળા;
પેલો....ઘેલો સમાજ ખાખ કરજે બાળા.
એની ધગધગતી જ્વાળ મા જલજે બાળા.

પારણીયે બાળક પરણાવી,
ફૂલબાળાને વૃદ્ધ સહ વળગાડી;
એની કુંળી આંતરડી બાળીઝાળી,

એની ભડભડતી આગમાં ના પડજે બાળા.
બાળ લગ્નના બળાપા મા કરજે બાળા;

યુગ વીત્યો સમાજ સૌ પલટાતાં,
બાળ વિધવાનાં જીવન શું મટવાનાં;

" ફરી પરણે પુરુષ " કહી મલકાતા
કેમ સાંખે બાળ વિધવા એ અંતર બાળા.
બાળલગ્નના બળાપા ન કર બાળા.

ના જોઈ સુખની સુવા સધારા,
ફૂટે યુવાજાની અનંગ ધારા;
સામે સમાજના ધુધવતા આરા.

પાજ બાંધી સળગાવજે સીતમની જ્વાળા,
બાળ લગ્નના બળાપા ના કર બાળા.

: ૨૩ :

## ધીરી જરી

[ ઢાળ–રાજ કોઇ વસંત... ]

અધીરી જરા ધીરી જરી ધીરી જરી;

ત્હારી પગલીયે કુસુ કુસુ જ્યોતિ;
અધીરા જરા ધીરી જરી ધીરી જરી.

ત્હારી કીકીમાં માણેક મોતી;
અધીરી જરા ધીરી જરી ધીરી જરી.

ત્હારી વેણી જાણે નાગની ફેણી;
અધીરી જરા ધીરી જરા ધીરી જરી.

ત્હારી લજ્જાએ શીલની પછેડી;
અધીરી જરા ધીરી જરી ધીરી જરી.

ત્હારે મુખડે કોટી કોટી જ્યોતિ;
અધીરી જરા ધીરી જરી ધીરી જરી.

ત્હારે ભાલે ટીલડી સ્હોતી;
અધીરી જરા ધીરી જરી ધીરી જરી.

ત્હારા કંકણ સૌભાગ્યની બેડી;
અધીરી જરા ધીરી જરી ધીરી જરી.

: ૨૪ :

## અવતારી

[ રાગ–ઝીંઝોટી ]

ઓ નવયુગની અવતારી બ્હેન;
તુજ હૈયે જાગ્યા શા ઉર કોડ ?
ઓ નવસૃષ્ટિ સૃજનારી બ્હેન,
નવસર્જનના જાગ્યા ઉર કોડ.
યુગયુગથી બ્હેનાં ચૂંપાઇ,
સ્મૃતિકારે લીપી લખાઈ;
નૃસિંહે નારી નમાવી,
નીજ ભીતર સળગ્યા અગ્નિ ઓધ;
જડ બંધનના જાગ્યા અવરોધ.
ઓ નવયુગ૦—

પતિવ્રતાના પાસે પકડી,
સન્નારી સાંડસે જકડી;
ગુલામીના ગતે ગબડી;
વિષધર થઈ ફૂત્કારે નરજોધ;
જડ બંધનના જાગ્યા અવરોધ.
ઓ નવયુગ૦—

અજ્ઞાન પથે અથડાવી,
સંસ્કૃતિ વીણ રખડાવી;
ગૃહ ગુલામીમાં સબડાવી,
બની બેઠા પ્રમદાના પરમેષ;
જડ બંધનના જાગ્યા અવરોધ.
ઓ નવયુગ૦—

પતિને પ્રભુ ગણનારી,
મૂર્તિ કોમળતા નારી:
પતિ પ્રેમતણી પૂજનારી,
નરવ્યાધના પડતા પાટુ અબોધ,
જડબંધનના જાગ્યા અવરોધ;
એ નવયુગ૦—

નારી રત્ન ગભા રમણીયે,
રામ કૃષ્ણ હીંચ્યા પારણીયે;
જગપર શાસન કરતીયે,
પુરુષો દિલ ઢીંગલીયો રસ ધોધ;
જડ બંધનના જાગ્યા અવરોધ.
એ નવયુગ૦—

જાગો જાગો એ મહાશક્તિ,
માગે ગુલામ અબળા મુક્તિ;
સ્થાપો સંઘ પ્રબળ મહાશક્તિ,
ભીખ માગે ન મળશે સ્વતંત્ર યોગ;
જડ બંધનના જાગ્યા અવરોધ.
એ નવયુગ૦—

: ૨૬ :

## અમૃત–અંજલી

[ ઢાળ–રૂપલા રાતડલીમાં... ]

અમૃત અંજલીઓ દઈ અર્ધ્ય જીવન ભર ઝીલશુ હો બ્હેન,
જગત ભર ખીલશુ હો બ્હેન;
એવી સ્નેહભીની મંજરીયે ઉર–વન મ્હોરશુ હો બ્હેન,
પ્રફુલ્લ થઈ ફોરશુ હો બ્હેન.

વ્યોમ ઘટાની એડીયે હું ઝબૂકતી વીજ,
પલપલમાં દ્રષ્ટિ ભરુ પલમાં પામુ સીજ;
પલમાં અભ્ર વિદારી જ્યોત જગે પ્રગટાવશુ હો બ્હેન,
ઉર છલકાવશુ હો બ્હેન.

આછા આભ ઉજાસમાં, સ્વર્ગ સખીરી ચંદ,
ટપકે અમૃત અવનિમાં, ઝીલે ગોપી વૃંદ;
વૃજમાં બંસી બનીને, જગનાં ભાન ભૂલાવશુ હો બ્હેન,
નયન ચમકાવશુ હો બ્હેન.

માનવ મંદિર મ્હોરતી, રસભીની વન વેલ,
પુષ્પ પરાગે ફોરતી, અમી ભરતી રસ વેલ;
ક્યારી આત્મ–બગીચે થઈ જગને રેલાવશુ હો બ્હેન,
સમીર ફોરાવશુ હો બ્હેન.

વસંતના ફૂલ બાગમાં, કોયલડી નીલ બાળ,
રસ ડાળે ઝૂલતી ફરું, ગૂંજ કરી ઘડી ચાર;
ઉરના સૂર–પૂરીને બ્રહ્મનાદ ટુહુકારશુ હો બ્હેન,
હ્રદય રણકારશુ હો બ્હેન.

: ૨૮ :

## રજની–રાણી

[ ઢાળ–મા તું પાવાની પટરાણી... ]

સરતી સંધ્યાને પગથારે, અન્ધારાં ધૂઘવે રે લોલ;
માનવ મીચ્યા માંડે મીટ કે, દિપક ખૂઝવે રે લોલ;
ઓળે કાળ તરંગ ઝઝૂમે કે, તિમિર યુદ્ધે ધૂમે રે લોલ;
રોળે રમતાં નવલાં તેજ કે, ભાવિ ઓઠડે રે લોલ;
ઝેરી અંધાર ઘેરા સાળુ કે, રજની રથે ચઢે રે લોલ;
છેડલે તારા ટપકી ભાત, ભાતીગર હીરે મઢ્યા રે લોલ;
ઊંચે આભલ આરે જાતાં, સપ્તર્ષિ છડી ધરે રે લોલ;
સામે સૂર ગંગામાં ન્હાતાં, રજની જળે ઝીલે રે લોલ;
માંડી પૃથ્વી કેરી પાટ્યો કે, સ્મશાને બેસણાં રે લોલ;
કાળી કાજળ ઘેરી ભોમ, સિંહાસન ડોલતાં રે લોલ;
કીલકીલ કકળે ભૈરવ ભૂત, પિશાચો અતિઘણા રે લોલ;
ઝૂઝે જીવલેણ જમદૂત કે, નાચે કૂદે અતિ રે લોલ;
ડોલે ડાકણ નાસે પતીત, રૂધીરે શીરા ભરે રે લોલ;
ભડકા સળગે સાગર તીર કે, રજની રીઝે અતિ રે લોલ;
એકલ આવે રજનિ નાથ કે, રાણીને રૂષણાં રે લોલ;
દીધા દેહ ન સ્નેહ સધાય કે, જીવન જુજવાં રે લોલ;
ઇન્દુ અવનિમાં ઊતરતા કે, જીવન કલહે ભર્યા રે લોલ;
પામ્યા પૂર્ણાંશુ નભ તેજ, હૃદય ડાઘે દુભ્યાં રે લોલ;
જાગ્યા રવિ સરખા જેઠ કે, રજની રીસામણાં રે લોલ;
છોડી સાસરીયાની વાટ્ય કે, મહીયર નિસર્યા રે લોલ.

: ૨૯ :

# માડીની યાચના

[ રાગ—ઝીંઝોટી ]

દયા સાગરે દીધી છે માવડી રે લોલ,
મારી અમૃત સરવરીયા પાળ;
માત મંદિરની દેવ બાળ પૂતળાં રે લોલ.

દેવે સરજી નરનારની બેલડી રે લોલ,
ન્હોતી સરજી કુમારીયા જોડ;
માત મંદિરની દેવ બાળ પૂતળાં રે લોલ.

મ્હોર્યાં મંદિર રસથાળ વિવિધ વાનીઓ રે લોલ;
અર્પ્યાં રસકસ અખુટ ભંડાર;
માત મંદિરની દેવ બાળ પૂતળાં રે લોલ.

સુખ સરવરીયે ન્હાય દુઃખ દીલડે રે લોલ,
ઉંડા અંતરે નાખે નિશ્વાસ;
માત મંદિરની દેવ બાળ પૂતળાં રે લોલ.

દેવ આપે તો દીલથી વધાવીએ રે લોલ,
દેવે દીધી કુમારીયાની જોડ;
માત મંદિરની દેવ બાળ પૂતળાં રે લોલ.

હસતાં કરતાં કિલ્લોલ ખૂંદે ખોળણું રે લોલ,
માનાં એકલવાયાં વિસરાય;
માત મંદિરની દેવ બાળ પૂતળાં રે લોલ.

: ૩૦ :

# બાલ–સ્મરણો

[ ઢાળ–રૂપાળી રાત... ]

ઊગ્યું પ્રભાત એક સાંભળે જીવનમાં;
ઊષાની સેડીયે સાંભળે જીવનમાં.
પૃથ્વીને પાટ ચઢી સાંભળે જીવનમાં;
આગણુ રળિઆત સખી સાંભળે જીવનમાં.

કરતી કલ્લોલ બાળ સાંભળે જીવનમાં;
ભરતી હરિણી ફાળ સાંભળે જીવનમાં.
કોકીલ કીલ ગાન સખી સાંભળે જીવનમાં;
નુપુર ઝણકાર સખી સાંભળે જીવનમાં.

માડી ઉછંગ ખેલ ખેલી અકેલી બાળ;
હેતપુર હૈયે સુખ કેલી અકેલી બાળ.
નાચે મયુરી મેઘ વેલી અકેલી બાળ;
દ્રષ્ટિપાતે નાચે એ નવેલી અકેલી બાળ.

સેંથલે ગુચ્છ–ફૂલવેણી અકેલી બાળ;
અંબોડે ગુચ્ચ–નાગ ફેણી અકેલી બાળ.
સુખડુ ગુલાબી રૂપ જ્યોતિ અકેલી બાળ;
ભાલ ચંદ્ર દ્યોતે વિશ્વ–જ્યોતિ અકેલી બાળ.

વર્ષોને વ્હેણે કાળ વીત્યા જીવનમાં;
ખેલ્યા અખંડ ખેલ ખેલો જીવનમાં.
સખીઓને સાથ રાસ રમતી જીવનમાં;
માતાની છાંયડી સુખવતી જીવનમાં.

ઉગી વસંત વન ખીલ્યાં જીવનમાં;
યૌવન વન આંગણે ઝીલ્યાં જીવનમાં.
માડીએ દાન દઈ દીધાં જીવનમાં;
પારકાને આશરે કીધાં જીવનમાં.

: ૩૧ :

## વીતી જશે

[ ઢાળ—અચકો મચકો કારેલી ]

ના સૌંદર્યે છલકાતી બ્હેન,
સુંદરતા તુજ સરી જશે;
ના યૌવનમાં મદમાતી બ્હેન,
યુવાની મદપલ વીતી જશે.

જો—ચંદની શો ચળકાટ કરે,
પેલા તારલીયા પલકાર કરે;
અન્ધારીમાં આથમશે બ્હેન,
રૂપ સુરતા તુજ સરી જશે.

જો વસંતની રસ વલ્લરીઓ;
ફૂટે ડાળ મઘે મધુ મંજરીઓ;
પીળાં પર્ણ ડાળથી ખરશે બ્હેન;
સુન્દરતા તુજ ફીટી જશે.

સુરસાગર જો ઘેલો છોળે,
ઉન્મત્ત થઈ નાવડી જબકોરે;
જીવનના ઓટ ઊતરશે બ્હેન,
યુવાની મદ પલ વીતી જશે.

વહે જુવાનીનાં એ મદ ઝરણાં,
છે ચાર દિનનાં ચાંદરણાં;
યૌવન ઝરણાં સૂકાશે બ્હેન,
જરા જીવનને વીંટી વળે.

: ૩૨ :

## મિલની વીસલ

[ રાગ–કાફી ]

વીસલ વાગી ને હું તો જાગી;
ઊઠોને રાજ ! મિલની મોકાણ ચીસ હૈયાં ચિરાય છે.

મીઠાં પ્રભાત સુખ સોણલે સતાવે;
ભયની ચિત્કારી વાગી, હું જાગી ઊઠોને રાજ !
મિલની મોકાણ ચીસ હૈયાં ચિરાય છે.

સાંચાનો ઘોર ઘેરણ નિદ્રા તજાવતી;
હૈયે ધડકાતી, મૂંઝાતી, ઊઠોને રાજ !
મિલની મોકાણ ચીસ હૈયાં ચિરાય છે.

વેળા વીતે તો મિલ સાલીક ચીડાશે;
મોંઘી મજૂરી કપાશે, શું થાશે ! ઊઠોને રાજ !
મિલની મોકાણ ચીસ હૈયાં ચિરાય છે.

દાનવ શા સાંચા જરી સાચવી ચલાવજો;
યંત્રોમાં કાયા પીસાતી, ભીંસાતી, ઊઠોને રાજ !
મિલની મોકાણ ચીસ હૈયાં ચિરાય છે.

ભૂખ્યા વિકાળ શેઠ ઊભા અટારીએ;
મોંઘી મજૂરી કપાશે, શું ખાશે, ઊઠોને રાજ !
મિલની મોકાણ ચીસ હૈયાં ચિરાય છે.

મિલના મજૂર મ્હોત ત્હારી સમીપમાં;
મુડીવાદે જાળો બીછાવી, ફસાવી, ઊઠોને રાજ !
મિલની મોકાણ ચીસ હૈયાં ચિરાય છે.

: ૩૩ :

## ચુસણ નિતિ

[ ચારણ ગીત ]

બારબાર ખૂંટ ધરતી નીપજે ધાનના ઢગલા કરે;
ભર્યાં કોઠારું ઠાલવે, ઠાલાં ઠામજ ના મળે.
ઘેર ઘેર ગોરી ગાવડી ભેંશુ ભરે ભાદરે;
દહીં દૂધની નદિયું ઝરે, સાખણ બાંધી પાજરે.
હે સુડીયુ વાળે ચૂસ્યા રે;
અમે ઘરબાર મૂચ્યાં. હે સુડીયુ૦—
મોટર ગાડીયું બેસી કરતા ઝૂંપડે દોટમ દોટ;
વેંવારીયુના દીકરા, લેણીલાં મારાં છોડ.
એવાં સેણીલાં આપે રે;
અમારાં કાળજા કાપે. હે સુડીયુ૦—
છાં છાં સાંતીલાં બારણે ધોરી આંગણ ધણધણે;
રૂઠ્યાં વેપારી વાણીયુ, આજે ધાંનના સાંસા પડે.
કાળ આવાનોતા જાણીયા ન ચ્યાંથી આવ્યા દકાળીયા;
મારા દુધમલ બાળક ટળવળે ને લૂંટયા ધનભંડારીયાં.
હે સુડીયુ વાળે ચૂસ્યા રે;
અમે ઘરબાર મૂચ્યાં. હે સુડીયુ૦—
ગાંધી બાપુ ગાંદરે આવ્યા ન ઝુગઝુગની ઊડાડી ઊંઘ;
ઊઠ ! અઘોરી બાંધવા તારાં હાડ ચૂસે ગોરાં ગીધ.
જવાનો જુદ્ધે જાજો રે;
સવરાજનો શંખ ફુંકાણો.
હે સુડીયુ વાળે ચૂસ્યા રે;
અમે ઘરબાર મૂચ્યાં. હે સુડીયુ૦—

: ૩૪ :

# કેણે વેડી ?

[ ઢાળ—આભમાં આવડા આશા દીવા... ]

મારી રસકસથી ઊભરાતી, કે વાડીયુ કેણે વેડી રે લોલ;
મારી લચકે લૂમી બાગો, ઉજ્જડ આજ કેણે કીધી રે લોલ.

[ સાખી ]

ભર ઉનાળા વેઠતા, વરસે મેઘલ ધાર;
ધૂમ ધખી ધરતી તપે, ધગધગતા અંગાર.

મારી લીલીને લચકન્તી, કે વાડીયુ કેણે લૂંટી રે લોલ;
મારી દહીં દુધની કરનારી, ભેંશોને આજ કેણે દુઝીરે લોલ.

[ સાખી ]

મુંધા ધોરી જોતર્યાં; સાંતી આઠે પ્હોર;
કાંધ ગ્રહી હળ ખેડતાં, ફીણુ વળે પીઠ શોળ.

મારી વાડીયુના ખેડનારા, ગોરીજાયા ભૂખે મરે રે લોલ;
મારી વાડીયુના વેડનારા, લૂંટારુ મ્હેલે રમે રે લોલ.

[ સાખી ]

કુવા કાંઠા ગૌચરા, સુના પનિહારી ઘાટ;
ખેડૂ ત્હારા ખોરડાં, ચૂસી માંડ્યા હાટ.

ખેતર ખેડી ખેડીને પૂર્યાં, વેપારી વ્યાજે ભર્યાં રે લોલ;
ખાધા પીધાં બાળીને દીધાં, દેવાના ડુંગર દીઠા રે લોલ.

: ૩૫ :

## સંસાર–કલહ

[ ઢાળ–હું તો અંબીકા પૂજવાને નિસરી રે... ]

આશ મોટી સંસાર મારો સુધરે રે લોલ;
કુળા કંટક અમ કાળજે ભોકાય હો રાજ !
મારો સુનો સંસાર ભડકે બળે રે લોલ.

મારા સાગરશા સસરા માઝા મૂકતા રે લોલ;
ગુણ ગંભીરતા ઓછાં જણાય હો રાજ !
મારો સુનો સંસાર ભડકે બળે રે લોલ.

સાસુ સરીતાશાં વ્હેણ આડાં વાળતાં રે લોલ;
સ્નેહ–પ્રિતિના પ્રવાહ અટકાય હો રાજ !
મારો સુનો સંસાર ભડકે બળે રે લોલ.

લીલી વાડીના રખેવાળ મોટા જેઠજી રે લોલ;
વીખી પીખીને કીધી વેરાન હો રાજ !
મારો સુનો સંસાર ભડકે બળે રે લોલ.

કુળા કંટક જેઠાણી વાડ રોપતાં રે લોલ;
મારા સંસારે કાંટા ભોંકાય હો રાજ !
મારો સુનો સંસાર ભડકે બળે રે લોલ.

નાના દીયર ફૂલ–છોડ વિશ્વ વાડીએ રે લોલ
ત્હેની ઊઘડતી આશ કરમાય; હો રાજ !
મારો સુનો સંસાર ભડકે બળે રે લોલ.

અર્ધ ખીલ્યો ગુલાબ ગોર મ્હેકતો રે લોલ;
જીવન કલહે કાયા કરમાય હો રાજ !
મારો સુનો સંસાર ભડકે બળે રે લોલ.

મ્હારી મ્હારી રસવાડીયુ સુની પડીરે લોલ;
અંતર કલહે અકાળે છુંદાય હો રાજ !
મારો સુનો સંસાર ભડકે બળે રે લોલ.

: ૩૬ :

# સંસાર ચિત્ર

[ ઢાળ–સ્વતંત્રતાના સૂર્ય આજ ઊગ્યા સાહેલડી... ]

સંસારના સૂર્ય આજ ઝાંખા સાહેલડી !
ભારતમાં ઘોર નિશા ગાજી રહી;
ઘેરો ઘેરો પ્રકાશ ઘર લાવે હો રાજ !
આજ આર્યગૃહે રમણીઓ રીબાઇ રહી.

સમાજના ઝીતમ કેરી જ્વાલા જલે,
કોઈ કુમળી બાળાનાં સૌભાગ્ય રડે;
ઘેરા આર્તનાદ ઘરઘર સૂણાયે હો રાજ !
આજ અકાળે યૌવના વીલાઈ રહી.

સૂતા સુડદા શા માનવરાજ ઘોડે ચડે,
કુંળી બાળના વૈધવ્યના પડઘા પડે;
હૈયા સૂના જીવન બનાવે હો રાજ !
જેના જીવનને જ્વાલા જલાવી રહી.

તાત પુત્રીનાં મૂલ્ય લઇ કાયા ભરે,
વર વેચી કુળવાન ક્રૂર કૃત્ય આદરે;
સ્વાર્થ કાજે કળીઓ કચરાતી હો રાજ !
જેના અંતરની વેદના સૂણાઈ રહી.

નવયુગના નૂતન આજ ભર્ગો ફૂટે,
યુવક યુવતિ સમાજ સામે યુદ્ધ આદરે;
ત્હેની ઝેરી માયાને મીટાવે હો રાજ,
સીતા દમયન્તીશી દેવીયો પૂજાશે અહીં.

: ૩૭ :

## અંતરનાદ

[ ઢાળ–હળવે હાથે તે નાથ મહિડા વલોવજો... ]

દાતણ વેચીને મેં તો ખેતર ખેડાવ્યાં;
ચોખુટ ધરતી રોપી રે લોલ.
બાર બાર મેઘ વીજ ચમકી અંગારે;
ધાન્ય ધરાથી છલક્યાં રે લોલ
ગાડાં ભરીને મેં તો ઢગલા ઢળાવ્યા;
હૈયે મ્હાતી ને ફૂલાતી રે લોલ.
વ્યાજના વહાણ ભરી દરિયા દટાવ્યા;
ધાનના ઢગલા ઉછેટયા રે લોલ.
મહિડાં પૂરીને મેં તો ગોરસ વલોવ્યાં;
માખણની આશ ઘણી મ્હોટી રે લોલ.
તાવી તાવીને મારી તાવડી ઊભરાણી,
મોકળે હાથે ઢોળી રે લોલ.
આવ્યા વેપારી મારી તાવડી લૂંટાણી;
લૂંટયું જીવન ધન ગોતી રે લોલ.
હાલ હલૈતુ મારાં બાલુડાં બાપડાં;
માગે માખણ હું રોતી રે લોલ.
તારો આધાર માડી ત્હારા સંભારણાં;
સ્વરાજ્યની વાટચું જોતી રે લોલ.

: ૧ :

## ભારત દિગ્દર્શન

[ રાગ—દેશ ]

સાખી:—વિશ્વતણી વાટીકા મહી, ભારત ભવ્ય સોહન્ત;
લક્ષ્મી છોળે રસનીધી, રત્નાકર છલકન્ત.
સખી જો....ને લચી વાડીઓ લૂંટાય,
ધીરી જો....ને ફુળી વેલડી ચૂંટાય;
રસકસ ધન ધાન્ય ભર્યાં, ક્ષેત્ર શાં વિલાસતાં,
કલ્લોલતી કૂંજ પૂંજ, ગુંજન ગૃહે ગાજતાં;
સખી જો....ને ઉજ્જડ બાગ આ જણાય,
ધીરી જો....ને ભાગ્ય ભારત પલ્ટાય.
સાખી:—શ્રમ જીવી પ્રીટી ખરે, બન્યા મોહમાં અંધ,
પરદેશી કામણ કર્યાં, ભારત કીધો ખંખ.
સખી જો....ને હાડ ચામ આ ચૂસાય;
ધીરી જો....ને રંક આંગણે લૂંટાય.
લક્ષ્મીવન્ત વૈભવ વિલાસમાં જે મ્હાલતા,
દીનનાં દર્દ જોઈ અશ્રુ ઉના સારતા;
સખી જો....ને રડે ભારતીનાં બાળ,
ધીરી જો....ને હૈયે બળતા અંગાર.
સાખી:—ડીગ્રી કેરા મોહમાં, ગુલામી ખત સત્કાર;
વિદ્યા કળા સાયન્સ વીણ, શે થાશે ઉદ્ધાર.
સખી જો....ને રાષ્ટ્ર જ્યોતના અંગાર,
ધીરી જો....ને રણ આંગણે રેલાય;
માતની હાકલ પડી, સાવજ શૂરા ગર્જતા,
મ્હોતના સોદા સજી, શહિદ શીર ઝૂકાવતાં;
સખી જો....ને વિર માતની વિદાય,
ધીરી જો....ને ઝીલે હર્ષથી કુમાર.

: ૨ :

## સ્વતંત્રતાના સંદેશ

[ ઢાળ–સ્વતંત્રતાના સૂર્ય આજ ઉગ્યા સાહેલડી... ]

સ્વતંત્રતાના સૂર આજ સૂણ્યા સાહેલડી!
ભારત પતાકા ભવ્ય ઊડી રહી;
ઘેરો ઘેરો ગુંજાર ઘર લાવે હો રાજ,
આજ આર્ય અબળા વિશ્વને જગાડી રહી.

રાષ્ટ્ર રણનાદે ગૂંજે ભારતની કૂંજ કૂંજ,
ઊભો 'મોહન' વગાડે રાષ્ટ્ર–સૂર મુગ્ધ–ઉર;
ઘેલી ઘેલી પ્રજા એ સૂર ઝીલે હો રાજ,
આજ ભારત રસ થાળ પૂંજ ગુંજી રહી.

ધનુ અહિંસા શર–સત્ય બાંધ ભેળી ઊભો;
શાન્ત–ઝોળી અડગ ખડગ ખેંચી રહે,
સવે શોણીત ધારા ડગે ના પાછો હો રાજ!
વીર બલીદાને વેદીઓ પુરાઈ રહી.

ઊભું વિશ્વ વિલોકે જેના તેજના તપે,
અબાલ વૃદ્ધ દિવ્ય રમણીઓના હૈયે વસે;
એવો એવો તપસ્વી સાદ દેતો હો રાજ!
જેની મુગ્ધ–વાણુ વિશ્વને ગજાવી રહી.

: ૩ :

## સ્વાધિનતાની ઝંખના

[ રાગ–કાફી ]

ઉર ઉર ઝંખતી હો બ્હેન !
પેલી ! સ્વતંત્રતા આવે;
યુગ યુગ ઘોરતી હો બ્હેન,
જગ સ્વાધિનતા લાવે.—ઉર ઉર૦

આઝાદિના યજ્ઞમહીં, કો વીરલા હોમાયે,
મૃત્યુકાળને કાંઠડે, વીર ફાંસી ફસડાએ;
જગ સ્વાધિનતા લાવે.—ઉર ઉર૦

સ્વતંત્રતાની ઉજ્વળ રેખા, દિક્ દિક્ પ્રગટાવે,
આદર્શોના અવિચળ ઓળા, ચીર ચેતન ચમકાવે;
જગ સ્વાધિનતા લાવે.—ઉર ઉર૦

કાળી જેલ દિવાલો ભીંસે, જંજીર જકડાવે,
શહીદોનાં વીર મૃત્યુ સ્મરણો, મુક્તિ પ્રગટાવે;
જગ સ્વાધિનતા લાવે.—ઉર ઉર૦

વીરાંગના સમરાંગણ સેવે, શક્તિ બતલાવે,
કાળ કરાલીની એ મહાશક્તિ, પ્રલયકાળ પ્રગટાવે;
જગ સ્વાધિનતા લાવે.—ઉર ઉર૦

વીર દુહિતા, વીર જનેતા, વીર રમણી કહેવાશે,
ભારતના અવિચળ ઈતિહાસે, અબળા પ્રબળા થાશે;
જગ સ્વાધિનતા લાવે.—ઉર ઉર૦

: ૪ :

## યુદ્ધની હાકલ

[ ઢાળ—મેંદી તે વાવી માળવે... ]

મહાસભાએ મોરચા માંડીયા,
તેનો શાણો સુકાની એક રે—યુદ્ધની હાકલ પડે રે.
હાકલ પડે ને વીરો ખપે,
કંઈ શૂરા ઘૂમે ઘમસાણ રે—યુદ્ધની હાકલ પડે રે.
ભારત માતાનો સાચો સુપુત;
જેની અહિંસા અનુપમ ટેક રે—યુદ્ધની હાકલ પડે રે.
સત્યનો સ્હાયક, યુદ્ધનો નાયક;
સાબરમતીનો સંત રે—યુદ્ધની હાકલ પડે રે.
દાંડીમાં ડેરા તાણીઆને;
કંઈ સબરસ માંડ્યા સંગ્રામ રે—યુદ્ધની હાકલ પડે રે.
શાણી સરકાર કંઇ શસ્ત્રે લડે;
નિશસ્ત્ર ભારત સંતાન રે—યુદ્ધની હાકલ પડે રે.
દેવ—દાનવ શાં જુદ્ધ મંડાણાં;
સાગર મંથન ચળાય રે—યુદ્ધની હાકલ પડે રે.
દ્દરનો વિદેશી વાણીયોને;
કંઇ વણજે કીધાં ઘરબાર રે—યુદ્ધની હાકલ પડે રે.
મીઠામાં મહારથ આદર્યોને;
કંઇ દારૂમાં વાળ્યો દાટ રે—યુદ્ધની હાકલ પડે રે.
વિદેશી કાપડના વણજમાંને;
કંઈ દેશી પર દીધો કાપ રે—યુદ્ધની હાકલ પડે રે.

લૂંટ્યા રંક લૂંટ્યા રાજવીને;
કંઈ લૂંટ્યા લાખોપતી શેઠ રે–યુદ્ધની હાકલ પડે રે.
ચૂસ્યાં ખેતર ચૂસ્યાં ઝાડવાંને;
કંઇ ચૂસ્યાં વાડી ધન માલ રે–યુદ્ધની હાકલ પડે રે.
ગરવી ગૂજરાતનો શૂરો સેનાની;
વલ્લભ–વીર સરદાર રે–યુદ્ધની હાકલ પડે રે.
ભડ ગાજ્યોને ધરણી ધ્રૂજી;
સૌ યુદ્ધે ચઢો નરનાર રે–યુદ્ધની હાકલ પડે રે.
સતના સંગ્રામ, ભાથાં શાન્તિનાં ધારજો;
અહિંસાનાં શસ્ત્ર સજાવ રે–યુદ્ધની હાકલ પડે રે.
બીધી સરકાર સિંહ છુટો હશે તો;
જગવશે સારી ગુજરાત રે–યુદ્ધની હાકલ પડે રે.
કાળી કલમ કાળે કાયદે;
વીર–વલ્લભ પીંજરે પૂરાય રે–યુદ્ધની હાકલ પડે રે.
ગાજ્યો ગૂજરાત ગાજી મેદની;
કંઇ ગાજ્યાં મ્હેલોને માળ રે–યુદ્ધની હાકલ પડે રે.
સત્યાગ્રહિ સૈનિક રણે ચડ્યાને;
પૂરનાં પૂર ઉભરાય રે–યુદ્ધની હાકલ પડે રે.
લાખો ઊભરાયે ને લાખો પૂરાયે;
લાખો જેલે ઝીલાય રે–યુદ્ધની હાકલ પડે રે.
ગાજ્યા પંજાબી બહાદુર બંગાળી;
ગુરખા ,,મે સુમાર રે–યુદ્ધની હાકલ પડે રે.
મોંઘા મદ્રાસી શૂરાએ માવલી;
મહારાષ્ટ્રના સંતાન રે–યુદ્ધની હાકલ પડે રે.

શાણી સરકાર શીદ સાંખી શકેને;
કંઈ દેવા ધાર્યો દાવ રે–યુદ્ધની હાકલ પડે રે.
મહાસભાનો મુગુટ મણીને કંઈ;
આઝાદિનો અવતાર રે–યુદ્ધની હાકલ પડે રે.
ભારત માતાનો સાચો સિપાઈ;
કંઈ યુવકનો મહાપ્રાણ રે–યુદ્ધની હાકલ પડે રે.
ચાંપ્યા જવાહીર જેલમાંને;
કંઈ સૂતા જગાડ્યા સર્પ રે–યુદ્ધની હાકલ પડે રે.
ભડભડતી જ્વાળા ભડકે બળેને;
કંઈ ચેતન ચમકારો થાય રે–યુદ્ધની હાકલ પડે રે.
એક પૂરાયે ત્યાં એકસો ભરાયે;
લાખોનાં પૂર ઊભરાય રે–યુદ્ધની હાકલ પડે રે.
હાલો સૈનિકો હાલો ભાઇબંધો;
હલકે થાવો તૈયાર રે–યુદ્ધની હાકલ પડે રે.
છુટે તલ્વાર કે ફૂટે બંદુકડી;
છાતી પર ઝીલજો ઘાવ રે–યુદ્ધની હાકલ પડે રે.
લાઠી પડે કે સંગીન ઝડેને;
કંઇ શાન્તિથી ઝીલજો ઘાવ રે–યુદ્ધની હાકલ પડે રે.
દેશી અમલદાર દુશ્મન થયાને;
કંઇ દાનાપર લીધાં વેર રે–યુદ્ધની હાકલ પડે રે.
મોટા મ્હારથીને જેલ પુરીને;
સત્તાએ વાળ્યાં વેર રે–યુદ્ધની હાકલ પડે રે.
ગરવી ગૂજરાતે રંગ રાખ્યોને;
કંઇ ગાંધીજી ગર્વે ફૂલાય રે–યુદ્ધની હાકલ પડે રે.

: ૫ :

## યુદ્ધનાં ન્હોતરાં

[ ઢાળ–કાંટો વાગ્યો છે મારે કાળજે...]

રાજ ! વાગે રણભેર ગાજે કન્દરા,
મધરાતે સૂના ગાજ્યા મ્હારા મ્હોલ રે;
રણ ઝણતાં રાજ !–યુદ્ધનાં આવ્યાં છે મ્હારે ન્હોતરાં.

રાજ ! આછા અન્ધાર ઝગે દીવડા,
પ્હેલી પ્હરોડના ભાગ્યસુચક ભણકાર રે;
રણ ઝણતાં રાજ !–યુદ્ધનાં આવ્યાં છે મ્હારે ન્હોતરાં.

રાજ ! પ્રગટયાં પ્રભાત ઉષા ઝધમધે,
ગડગડ્યા ડંકા શરણાયુના સાદ રે;
રણ ઝણતાં રાજ !–યુદ્ધનાં આવ્યાં છે મ્હારે ન્હોતરાં.

રાજ ! ધોળી ટોપી ને ધોળા આંગલા,
ધોળી મારી સેનાના સરદાર રે;
રણ ઝણતાં રાજ !–યુદ્ધનાં આવ્યાં છે મ્હારે ન્હોતરાં.

રાજ ! શેરીયે સૈયરૂ મ્હારી સાદ દે,
સજની જાગો ભારતી દે પડકાર રે;
રણ ઝણતાં રાજ !–યુદ્ધનાં આવ્યાં છે મ્હારે ન્હોતરાં.

રાજ ! માયા છોડી તે માળ મ્હેલની,
છોડી વ્હાલા બાલુડાના સાથ રે;
રણ ઝણતાં રાજ !–યુદ્ધનાં આવ્યાં છે મ્હારે ન્હોતરાં.

: ૬ :

## વીર હાક

[ ઢાળ–મેંદી રંગ લાગ્યો રે...]

ઘન ગાજ્યો ને ધરણી ધ્રૂજી,
વનકેશરીયે દીધી ત્રાડ રે;
વીર હાક વાગી રહી.
વાગી વાગી આભ આંગણે ને,
કંઈ ધ્રૂજ્યા તારા લખ ચંદ રે;
વીર હાક વાગી રહી.
વાગી વાગી વન વાડીયે ને,
કંઈ કંપ્યા વેલડીયોને વૃક્ષ રે;
વીર હાક વાગી રહી.
વાગી વાગી ગીરી કન્દરે ને,
કંઈ ડોલ્યા દસ દીગપાળ રે;
વીર હાક વાગી રહી.
કરમાં ધનુષ્ય રાજ અભંગ બાણુને,
યુધ્ધે ચઢયો મહાકાય રે;
વીર હાક વાગી રહી.
ટંકાર કીધો કારમો ને,
કંઈ અરિ દળમાં કીધો પડકાર રે;
વીર હાક વાગી રહી.
સૂતો સમરાંગણ સાથ રે,
સુર સુંદરી જોતી વાટય રે;
વીર હાક વાગી રહી.

: ૭ :

## વીરને પડકાર

[ ઢાળ—એવાં શાં આળ રાજ સાયા ઊતારી... ]

રમણે ચઢી હો રાજ રઢીઆળી રાતડી,
ઘોર્યાં ગંભીર મેઘ ગરજ્યા સુહાગી દેવ !
વાગ્યાં રણતૂર–શૂર ઘૂમે ગૂજરાતમાં.
હું તો સૂતી'તી રાજ મીઠી મહૂલીયે,
હૈયાં ધડક્યાં ને ઉર ચમક્યાં સુહાગી દેવ !
વાગ્યાં રણતૂર–શૂર ઘૂમે ગૂજરાતમાં.
નણદલના વીર રાજ પોઢણ શા પોઢતા,
વીરી જાયા રમણે ચઢ્યા હો સુહાગી દેવ !
વાગ્યાં રણતૂર–શૂર ઘૂમે ગૂજરાતમાં.
'સાબરના સંતજી'એ મહાતપ માંડીયા,
યુગયુગના જગવ્યા પડછંદા સુહાગી દેવ !
વાગ્યાં રણતૂર–શૂર ઘૂમે ગૂજરાતમાં.
નવખંડ ધરતીના સામ્રાટ ધ્રૂજતા,
સત્તાના શાણપણ ભગાડ્યા સુહાગી દેવ !
વાગ્યાં રણતૂર–શૂર ઘૂમે ગૂજરાતમાં.
ગૂજરાતની વાડીયે રણસ્થંભ રોપતા,
સરદારે સમરાંગણ ધ્રૂજવ્યાં સુહાગી દેવ !
વાગ્યાં રણતૂર–શૂર ઘૂમે ગૂજરાતમાં.
શાણી સૈયર નાથ સંગે સિધાવતી,
પોઢો શું સાસુના હીરલા સુહાગી દેવ !
વાગ્યાં રણતૂર–શૂર ઘૂમે ગુજરાતમાં.

ખાદીના વાઘા કંથ કુમ્ કુમ્ ભાલકડે,
પુષ્પમાળ પ્રિતે પ્હેરાવું સુહાગી દેવ !
વાગ્યાં રણતૂર–શૂર ઘૂમે ગૂજરાતમાં.
નારી છું નમણી પણ વીરની અર્ધાંગના,
ધસતી સેનાને ધ્રૂજાવું સુહાગી દેવ !
વાગ્યાં રણતૂર–શૂર ઘૂમે ગૂજરાતમાં.

: ૮ :

## અમ્મર કાયા

[ રાગ–ઝીંઝોટી ]

અમર રહેજો કાયા હો જોગી ત્હારી,
અમર રહેજો કાયા.
ઓ રે જોગી ! ત્હારા ભેખના પ્રચંડ પડછાયા;
કે ભાવી ભણકારા હો જોગી ત્હારી,
અમર રહેજો કાયા.
ઓ રે જોગી ! ત્હારા ભેખમાં અજબ રંગ જમાયા;
કે વિરાટની છાયા હો જોગી ત્હારી,
અમર રહેજો કાયા.
ઓ રે જોગી ! ત્હારા ભેખે ત્રિખંડ ખંડ ડોલે;
કે સત્તાનાં તાજ ઝોલે હો જોગી ત્હારી.
અમર રહેજો કાયા.
ઓ રે જોગી ! ત્હારા ભેખે ભારત ઉજમાળ્યાં;
કે ત્હારી જુગ જુગ રહેજો છાયા હો
જોગી ત્હારી અમર રહેજો કાયા.

: ૯ :

## આઘે બઢે

[ ઢાળ—દૂર દૂર બંસી બજે... ]

શૂર—વીર આઘે બઢે,
આઘે બઢે ને અખીલ વિશ્વને ગજાવતા,
જગવે બ્રહ્માંડ ને પાતાળ;
શૂર—વીર આઘે બઢે.

સાખી :—યુગ અન્ધારા ઓસર્યા, વીતી માઝમ રાત;
સ્વાધિનતાને સોણલે, પ્રગટયાં પૂર્ણ પ્રભાત.
તૂટયા ગુલામી બંધ ભારતના ભાગ્યશા,
આઝાદી વીરને લલાટ;
શૂર—વીર આઘે બઢે.

સાખી :—પ્રાચીન પ્રણાલિકા પ્રભા, વિભવ વિપલ ગુણખાણ;
સુર મુનિવર ખોળે રમ્યા, ભીષ્મ કર્ણ દાતાર.
યુગને અજવાળતા સ્વતંત્રતાને સોણલે,
ઝળહળતી રોશની દીગન્ત;
શૂર—વીર આઘે બઢે.

સાખી :—કાળ વીત્યા નૂર આથમ્યાં, સુખ સૂર્ય થ્યા અસ્ત;
પરદેશી માયા રચી, ભારત કીધું નષ્ટ.
યુગના અવતાર શા શીવાજીવીર, પ્રતાપ ધીર,
કીર્તિના કળશો ઢળન્ત;
શૂર—વીર આઘે બઢે.

સાખી :—હિંસાનો યુગ આથમ્યો, અહિંસા માનવ ટેક;
ભારતને ઉદ્ધારવા, ગાંધીએ લીધા ભેખ.
યજ્ઞ મંડાય આજ ભારતને આંગણે,
મેળવવા મુક્તિ પ્રગટન્ત;
શૂર—વીર આઘે બઢે.

: ૧૦ :

## રાષ્ટ્ર–ઇતિહાસ

[ ઢાળ–પૂનીત સંતોના વૃંદ... ]

વીર નારીઓનાં વૃંદ (૨)
જો....ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.
રાસ રણના રચન્ત (૨)
જો....ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.
કાળની કરાળ મહાશક્તિ સમી ઘૂમતી;
રોળવા રિપુ પ્રગટન્ત (૨)
જો....ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.
ધરા ધ્રૂજાવે પ્રલય કાળને પડકારતી;
દૃષ્ટપાતે ડોલતા દિગન્ત (૨)
જો....ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.
સંસારી ક્ષેત્ર છોડી રૂઠી હિન્દ માનુની,
કેશરીયા વાઘા સજન્ત (૨)
જો....ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.
મોખરે રણચંડીશી મૃત્યુને હંફાવતી;
શક્તિના શસ્ત્ર શાં અખંડ (૨)
જો....ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.
સ્વતંત્ર ભારતની ભાગ્ય દેવીઓ શી ઘૂમતી;
સૂવર્ણ અક્ષરે લખન્ત (૨)
જો....ને ઇતિહાસ નૂતન રાષ્ટ્રનો.

: ૧૧ :

## ભારત બાલુડાંને સંદેશ

[ ઢાળ—અલી જો...ને ચાંદલીયો... ]

સખી આવો, પૂષ્પોથી એ વધાવો;
મંદ પગલે સુહાવો રે શાણી સ્નેહથી.

[ સાખી ]

રસઝરતી ઉજ્જવલ પ્રભા, નભથી ભૂમિ ભરાય;
ભારત ત્હારે આંગણે, રક્ત પ્રભા સુહાય.
અંતરના ભાવ આજ અર્પો સાહેલડી !
ભારતીના બાળને પ્રેરો સાહેલડી !
વીરા જાગો, શૈયા ભલેરી ત્યાગો (૨)
સ્વરાજ્ય હક્ક સાધો રે શાણા સ્નેહથી.

[ સાખી ]

માત તમારી રડવડે, અશ્રુ વહે રૂધીર;
રત્ન છુપાયા ગર્ભમાં, પત્થર વત તમ વીર.
જાઓ સિધાવો આજ ઉરમાં છે હેલડી !
હર્ષે આજ પુષ્પ સૌ અર્પો સાહેલડી !
વીરા આવો, સ્વદેશ મંત્ર ગાવો;
વીર હાક સૌ ગજાવોરે....શાણા.

[ સાખી ]

ચંદન પૂષ્પ કુમકુમ વળી, થાળ ભરી શુભ હસ્ત;
શુભ વચને જયજય થકી, ગજવો બની મદમસ્ત.
ઉરમાં ઉલાસ આજ પ્રસવો સાહેલડી;
જનનીને કાજ સૌ અર્પો સાહેલડી.
સખી આવો, ભારત ગુણ ગાવો;
વીર મંત્રથી ગજાવોરે શાણી સ્નેહથી.

: ૧૨ :

## રણના રાસા

[ ઢાળ–ભેટે ઝૂલે છે તલવાર... ]

રાસે ઘૂમે છે હો રાજવણ !
રણના રાસે ઘૂમે રે,
રાસા ખેલે છે હો રાજવણ !
રણના રાસા ખેલે રે.
ભારત મંડાણ ઘૂમે ભૈરવી શી **ભારતી;**
**મૃદુલા** ઘૂમે ઘમસાણ;
હાંરે બ્હેની મૃદુલા ઘૂમે ઘમસાણ,
રણના રાસે ઘૂમે રે.
**સવિતા** સમરાંગણે સાદ દેતાં **શારદા,**
**અનસૂયા** દે છે પડકાર;
હાં રે બ્હેની અનસૂયા દે છે પડકાર;
રણના રાસે ઘૂમે રે.
દારૂ દફનાવતાં **મીઠુબ્હેન** મોખરે,
કસ્તુરબા ગજવે ગૂજરાત;
હાં રે બ્હેની કસ્તુરબા ગજવે ગૂજરાત,
રણના રાસે ઘૂમે રે.
**કમળાદેવી** કાળચક્રને હંફાવતા,
સરોજની સીંહણ પડકાર;
હાંરે બ્હેની સરોજની સીંહણ પડકાર,
રણના રાસે ઘૂમે રે.

ભારત વીરાંગના ભૂમિ કમ્પાવતી,
રણચંડી રોળે એકાર;
હાં રે બ્હેની રણચંડી રોળે એકાર,
રણના રાસે ઘૂમે રે.
ગરવી ગામડીયણ ઘૂમે મયદાનમાં,
સત્તાનાં તંત્ર રોળાય;
હાં રે બ્હેની સત્તાના તંત્ર રોળાય,
રણના રાસે ઘૂમે રે.

: ૧૩ :

## સંત પ્રતાપ

[ઢાળ—કાન ત્હારે તળાવ રૂમઝુમ...... ]

સંત ત્હારે પ્રતાપ સૃષ્ટિ સમરાંગણે નીસરી રે,
રણે નીસરી રે ભાન વીસરી રે;
સંત ત્હારે પ્રતાપ સૃષ્ટિ સમરાંગણે નીસરી રે.
સંત ત્હારે પ્રતાપ વિદેશી કાપડ વીસરી રે,
વીસરી રે યુદ્ધે નીસરી રે;
સંત ત્હારે પ્રતાપ સૃષ્ટિ સમરાંગણે નીસરી રે.
સંત ત્હારે પ્રતાપ જીવનની મોજ શોખ વીસરી રે,
વીસરી રે સાદાઈ ઉરે વશી રે;
સંત ત્હારે પ્રતાપ સૃષ્ટિ સમરાંગણે નીસરી રે.
સંત ત્હારે પ્રતાપ આઝાદી યુદ્ધે નીસરી રે,
યુદ્ધે નીસરી રે જીવન વીસરી રે;
સંત ત્હારે પ્રતાપ સૃષ્ટિ સમરાંગણે નીસરી રે.
સંત ત્હારે પ્રતાપ દિલડામાં દેશ દાઝ ઊતરી રે,
દાઝ ઊતરી રે, યુદ્ધે નીસરી રે;
સંત ત્હારે પ્રતાપ સૃષ્ટિ સમરાંગણે નીસરીરે.

: ૧૪ :

## રણાંગણે સિધાવજો

[ કોડીલા કંથને વિદાય દેતી નવલ વધુ ]

કાયર મા કહેવાશો હો કંથજી!
સમરાંગણે સિધાવજો.
શાહી સત્તાને નમાવજો હો કંથજી!
સમરાંગણે સિધાવજો.
વાગે છે હાક મારા બાપુની વિશ્વમાં,
સિંહનાદે રણાંગણ ધ્રૂજાવજો હો કંથજી!
સમરાંગણે સિધાવજો.
ઘૂમે છે ગરવા સાબરના સંતજી,
સાથ કરી સલ્તનત ડોલાવજો, હો કંથજી!
સમરાંગણે સિધાવજો.
તોપ કે તલવાર સામે સત્યાગ્રહ સાધજો,
શાન્તિ શર ચાપમાં ચઢાવજો હો કંથજી!
સમરાંગણે સિધાવજો.
મીઠી મધલાળ તળે, ઝેરીલી ઝવાળ છે,
ધીરે ધીરે ત્યાં ડગ ઢાળજો હો કંથજી;
સમરાંગણે સિધાવજો.
સિંહના સ્વરૂપમાં ગદ્ધાની ઘેલછા,
શંખ સામે શંખ મા વગાડશો હો કંથજી!
સમરાંગણે સિધાવજો.
ભારતની મુક્તિ કે જીવન આહુતિ,
સ્વરાજ્ય વીણ ડગ મા હઠાવશો હો કંથજી!
સમરાંગણે સિધાવજો.

: ૧૫ :

## કૂખને–દિપાવજે

[ યુદ્ધે જતા પુત્રને માતાની આખરી વિદાય ]

સાચો શહીદ બની ખેલજે હો વીર !
માતાની કૂખને દિપાવજે.
બાપુના વેણુ મા ઉથાપજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.
ભારતનો જોગી ઝુઝે સાગરને કાંઠડે;
હાકલે ચેતના જગાવજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.
ખાદીના વાઘા ટોપ ખાદી સજાવશે;
સુદર્શન ચક્રવે ચઢાવજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.
અહિંસાનો જાપ જીભે શાન્તિ ઉર ધારજે;
સત્ય શર શત્રુને હઠાવશે હો વીર !
માતાની કૂખને દીપાવજે.
સૈનિક બની તું વીર મોખરે ધપાવજે;
જંજીરે જડાતાં મા હારજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.
તાપે તપાવે ધોમ ધીખે ધખાવશે;
તાપ ફૂટે આંસુ મા રેલાવજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.
માનવની નેક એક, જીવની ટેક એક;
મરણાન્તે વીર તું નિભાવજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.

: ૧૬ :

## મીંઢળ બંધા

[ ઢાળ—મારા કેશરભીના કંથ હો...... ]

મારા મીઢળ બંધા નાથ હો,
ત્હારી ગુંથીશ જય વરમાળ.
ઉગમણે અરી સાદ કરેને, ત્હાડ પડે રણવાટ,
ભેરી નાદે ભડ ગાજે, કાં શાન્ત સમાધિ ધાર રે;
મારા મીઢળ બંધા૦—
હય હઠે તોખાર ખસેને, મદગળ નાઠા જાય,
વીર ત્હારા રણે ખપે, તુજથી શીદ ખસાય;
મારા મીઢળ બંધા૦—
ગરવો ત્હારો ગઢ ઘેરાયો, બેસી શીદ રહેવાય,
બ્હાદુર બંકા ગજવે ડંકા, કાયર મા કહેવાય;
મારા મીઢળ બંધા૦—
વીર વિદાયે વીરાંગના, જોતી વ્હાલમ મુખ,
નારી નયે શી મીટડી માંડે, લજવે જનની કૂખ;
મારા મીઢળ બંધા૦—
લગ્નનાં સાથે મોળીઆં છોડી, સજે કવચ ને ટોપ,
સૂર બળીઆં બખ્તર પ્હેરી, શત્રુ સામે ઘોપ;
મારા મીઢળ બંધા૦—
શ્રીફળ ત્હારાં છોડી શૂરા, હાથે સજે સમશેર,
ધીંગાણામાં ઘૂમજે, જાણે શોણીત વર્ષ્યાં મેહ;
મારા મીઢળ બંધા૦—
ભાલડે ત્હારી ચોરી ચીતરે, માંડવે રણવટ ખેલ,
સીંધુડો ત્હારાં ગીતડાં ગાશે, તલવારે રસઝટ રેલ;
મારા મીઢળ બંધા૦—
વીજય વરતાં ગીત ગવાશે, ચુંદડી ચીર ધરીશ;
ઘૂમતાં ઘેલા પ્રાણ જશે તો, સ્વર્ગે સાદ કરીશ;
મારા મીઢળ બંધા૦—

: ૧૭ :

# ભેટે તલવાર

[ ઢાળ—બોલે છે મોર... ]

ચમકે તલવાર વીજ ઝબૂકે તલવાર
મારા બાલુડા વીરને ભેટે તલવાર.

કેશરીયો જામો ભાલ જ્યોતિ ઝબૂકતી,
કેડે કટાર સ્હેજ ઢળતી તલવાર;
મારા બાલુડા વીરને ભેટે તલવાર.

વાગે રણશીંગ સુર સરણાઈ સાદ દે,
હોંશીલો વાર મારો દે છે પડકાર;
મારા બાલુડા વીરને ભેટે તલવાર.

નાનેરો વીર છતાં રણનો રણકેશરી,
કાળી કરાળ હાથ ઘૂમે તલવાર;
મારા બાલુડા વીરને ભેટે તલવાર.

વાદળમાં મેઘ ગાજે, સેનામાં મ્હારથી,
શત્રુ શોણીતમાં ખેલે તલવાર;
મારા બાલુડા વીરને ભેટે તલવાર.

સેનાનાં બાણ ભેદે જીવનને પ્રાણ સૌ,
ખેલે કુમાર ઝીલી પુષ્પોની માળ;
મારા બાલુડા વીરને ભેટે તલવાર.

વિજય ઉન્માદ કે સમરાંગણ સાથરે,
ભેટે એ ભાવથી ભવાની તલવાર;
મારા બાલુડા વીરને ભેટે તલવાર.

: ૧૯ :

## શહિદના સંદેશ

[ ઢાળ—આભમાં આવડા આશા દિવા... ]

ઝરૂખે ઝુકે અષાઢીલો મેહ;
અટારીયે વીજલડી રે લોલ.
કે'તી કંઈ શહિદના સંદેશ;
ઊંચે જાતી વાદલડી રે લોલ.
સખી કો દૂર દૂરના ડુંગરડે;
વિતી મધ રાતલડી રે લોલ.
ત્યાં તારા નાથની પોઢણ શૈયા;
પત્થર કણ શીલા પડી રે લોલ.
પુકારે જોગણ કો આતમ ત્હારો;
અંબાર તેજ શીલા ભરીરે લોલ.
ચ્યાલા વીરની વટ સાચવવા;
ડુંગરડે સેજો કીધી રે લોલ.
માની કૂખલડી દીપાવી કે;
માડી કાજે માથાં દીધાં રે લોલ.
વિંજોગણ આવજે ડુંગર ધારે;
કુસુમની માળા ગૂંથી રે લોલ.
ઢોળમા આંસુડા ચોધારે;
વ્હાલપની વ્યથા કથીરે લોલ.

: ૨૦ :

## મૃત્યુના માંડવડા

[ રાગ–ઝીંઝોટી ]

રણનાં કુમ કુમ ઘોળવાં હો જી
કેશરીયાં હીર ચીર ન્હેર મ્હારા વીર !
મૃત્યુને માંડવે ખેલવાં હો જી.

શસ્ત્રઅસ્ત્ર ના રોપવાં હોજી,
અહિંસાનાં શસ્ત્ર અમોઘ મ્હારા વીર !
મૃત્યુને માંડવે ખેલવાં હો જી.

ઢોલ ત્રંબાળુ ન ગાજતાં હો જી,
શાન્તિનાં શસ્ત્ર અમોલ મ્હ વીર
મૃત્યુને માંડવે ખેલવાં હો જી.

સ્નેહીનાં સ્નેહ રાજ્ય છોડવાં હો જી,
વ્હાલાં એ જેલ મેલ વાસ મારા વીર !
મૃત્યુને માંડવે ખેલવાં હો જી.

મ્હોતને સાથરે ભેટવાં હો જી,
દેહનાં દઇ બલિદાન મ્હારા વીર !
મૃત્યુને માંડવે ખેલવાં હો જી.

સ્વર્ગ સદન શા કામનાં હો જી,
સ્વતંત્રતા વીણ વ્યર્થ મારા વીર !
મૃત્યુને માંડવે ખેલવાં હો જી.

: ૨૧ :

# શહીદને અંજલી

[ ઢાળ—છોટા છોટા હો નંદજીના છોકરા રે...]

ઘેરી ઘેરી અન્ધાર ઘેરી રાતડી રે,
ઘેરાં ટમકે તારલીયા તેજ વીર !
સૂતો શ્મશાને ઘડી એકલો રે.

જન્મ્યો વીરજનની કુખે, પોષ્યો તપસી તાત;
ભારતને ખોળે ધર્યો, જ્યાં મીઢળ આડી રાત.
દિલ ડોલે હિન્ડોલે ભરી છાતડી રે,
થનગ નાચે યુવાની તનમનાટ વીર !
સૂતો શ્મશાને ઘડી એકલો રે.

ખણણણ ખણકે ખંજરી, ઠમકે ઢોલ રણતૂર,
કેશરભીના રણ ચઢે, કાયર ભાગે દૂર.
દેતી માડી આશિષ લળે બેનડી રે,
ભાલે કુમ કુમ પુષ્પ વિજયમાળ વીર !
સૂતો શ્મશાને ઘડી એકલો રે.

આજ પથારી સાથરે, સ્નેહી સાથી ન કોય;
સૂતો વીર હુલાસણો, ચીર સમાધિ સ્હોય.
ન્હોતી માડી ઉછંગે ન્હોતી બેનડી રે,
ન્હોતી ભાભી કે ભાવભીના ભ્રાત વીર!
સૂતો શ્મશાને ઘડી એકલોરે.

વજ્ર સમા હૈયાં કરી, રોકી અશ્રુધાર,
એ શહીદની રાખ પર, પ્રેમાંશ્રુ છલકાય.
રોપ્યો પત્થર ચણાવી વજ્ર દેવડીરે,
"વીર—મૃત્યુ" એ અક્ષરો અંકાય વીર !
સૂતો શ્મશાને ઘડી એકલો રે.

: ૨૨ :

# વીર-સમાધિ

[ ધ્વની કાવ્ય ]

ધીરા ધીરા ડગલાં ભરજો,
        રખે કચરાતી રજ કોઈના માડી જાયાની.
હળવે હળવે ચરણ ચાંપો,
        રખે ભૂંસાતી ભસ્મ કોઈના લાડકવાયાની.
માતાની ગોદ મીઠી, બાપુનાં હેત ભર્યાં;
ભગિનિ ભાવ ભીની, ભાભીનાં સ્નેહ સર્યા.
રક્ત રંગે ટપકતી કાયા;
        શોણીત છોળે ન્હવાઈ કોઈના માડી જાયાની.
કીધીતી રણ પથારી, મુક સીઢ પત્થરોમાં;
શોધી આરામ ગાઢો નિઃશબ્દ ખેચરોમાં.
ગગને મીટ માંડી સૂતો,
        કીધી વીર ભોમ પથારી કોઈના લાડકવાયાની.
માડીએ આંખ ઠારી સૂતેલો વીર ન જોયો;
બાપુએ સુપુત સેવાનો અનેરો લ્હાવ ખોયો.
બીડાતાં પોપચાંની છેલ્લી;
        અધુરી આશ ખોઈ કોઈના માડી જાયાની.
પ્રિયાના સ્નેહની ન મીઠી રાહ દીઠી,
પ્રિતમના સોણલાંની મધુરી ન યાદ દીઠી;
પ્રભાતે આવશે કહી કારમી,
        કીધી'તી રણ પથારી કોઈના લાડકવાયાની.
ઊભેલી અશ્રુ ઢાળી, વિયોગિની વાટ જોતી,
બતાવો નાથની રજ, સૂતા સંગ્રામ છોડી;
ધીરાં ધીરાં ચરણ ઢાળે,
        રખે ચૂંથાતી રજ કોઈ પ્રિયાના પ્રિતમની.

: ૨૩ :

## સબરસ

[ ઢાળ–મીઠડાં ગોરસ લ્યો, ગોરસ લ્યો...]

હાં રે કોઈ સબરસ લ્યો, સબરસ લ્યો,
મુક્તિ સંગ્રામનાં સબરસ, ગૂજરાતી કોઇ
સબરસ લ્યો, સબરસ લ્યો.

ભારત મુક્તિ ને યુવકની શક્તિ શાં,
જીવન આહુતિનાં પર્વ, ગૂજરાતી કોઇ
સબરસ લ્યો, સબરસ લ્યો.

માયાવી સત્તાને ધૂળમાં ફગાવી,
મહત્તાનાં કીધાં મર્દન, ગૂજરાતી કોઈ,
સબરસ લ્યો, સબરસ લ્યો.

સહકારી તંત્ર ખરે ભૂવાના જંત્ર શાં,
એવા માયાવી તંત્રને તોડો, ગૂજરાતી કોઈ;
સબરસ લ્યો, સબરસ લ્યો.

રાયને રંક પરે કેદી કંગાલ પરે,
મુડદા પર સત્તાનાં મર્દન ગુજરાતી કોઈ;
સબરસ લ્યો, સબરસ લ્યો.

હૈડાં ચુસાયાં હાડ ચામ સૌ ઘસાયાં;
દેવામાં માનવી દટાયાં ગુજરાતી કોઇ;
સબરસ લ્યો સબરસ

: ૨૪ :

## બારડોલી રણરંગ*

[ ઢાળ—મેંદી તે વાવી માળવે... ]

આછાં છાયાં ઘોર આભલાં રે બ્હેન,
આછા વીજલ ચમકાર રે.
બારડોલી યુદ્ધે જીત્યુ રે.
પશ્ચિમ દિશાના વાયરા રે બ્હેન,
પૂર્વે જગાવ્યાં તોફાન રે– બારડોલી૦—
ગુજરાતને ઘર આંગણે રે બ્હેન,
બારડોલી ખેડયા સંગ્રામ રે. બારડોલી૦—
પઠાણે પોકરાણ પાડીઆં રે બ્હેન,
જપ્તીદારો મહા જોધ રે. બારડોલી૦—
કાળા કુલાંગાર આવીઆ રે બ્હેન,
ધરતી શું જાગ્યો અવરોધ રે બારડોલી૦—
તાળાં તુટયાં ને તુટી સાંકળો રે બ્હેન,
તુટયા વેપારીના હાટ રે. બારડોલી૦—
તુટયા લાખોપતી શેઠીઆ રે બ્હેન,
તુટયા ગુલામી બંધ રે. બારડોલી૦—
કૂણાં કંપાવ્યાં કાળજાં હો બ્હેન,
ધાવતાં વીછોડયાં બાળ રે. બારડોલી૦—
રડતાં છોડાવ્યાં રાંધણાં રે બ્હેન,
જમતાં છોડાવ્યા સાથ રે. બારડોલી૦—

* લેખકને આ રાસનું સો રૂપીયાનું ઈનામ મળેલું છે.

પાણીનાં માટ તોડાવીઆં રે બ્હેન,
તૃષાએ જીવન હોમાય રે. બારડોલી૦—
વૈશાખ માસના તાપમાં રે બ્હેન,
ઘરથી તજાવ્યાં નરનાર રે. બારડોલી૦—

અગ્નીની જ્વાળામાં ધીકતાં રે બ્હેન,
બારડોલીનાં સન્તાન રે. બારડોલી૦—
છોડયાં ખેતર છોડયા ઝાડવાં રે બ્હેન,
છોડયાં વાડી ધન માલ રે. બારડોલી૦—

છોડયાં વ્હાલમનાં ઝુંપડાં રે બ્હેન,
લીધી વનવગડાની વાટ રે. બારડોલી૦—
ગેબી ગુફામાં ગર્જતો રે બ્હેન,
રાજનગરનો રણવીર રે. બારડોલી૦—

સત્ય સમરાગણે ઘૂમતા રે બ્હેન,
આવ્યા બારડોલી તીર રે. બારડોલી૦—

પડકાર કીધો કારમો રે બ્હેન,
ધડક્યાં પરદેશી શરીર રે. બારડોલી૦—
સરકારના સાંધા તુટીયા રે બ્હેન,
અંતર શું લાગી હાય રે. બારડોલી૦—

સત્યના સૈનિક ન્હોતર્યા રે બ્હેન,
હિમત્ત સજી હથિઆર રે બારડોલી૦—
વીર વીરાંગનાઓ નિસરી રે બ્હેન,
તજી વૈભવ ને વિલાસ રે બારડોલી૦—

પાપી દૈત્યોને જેમ બાળવા રે બ્હેન,
રણચંડી ચડી રણવાટ રે. બારડોલી૦—

આર્ય સન્નારીઓ ઉતરી રે બ્હેન,
પેલે બારડોલી રણઘાટ રે. બારડોલી૦—

ભૂખો છીપાવતી ભાવથી રે બ્હેન,
તૃષાએ જીવન હોમાય રે. બારડોલી૦—

કોમળ કાયા કરમાવતી રે બ્હેન,
ધરી દેશને માટે સર્વાંગ રે. બારડોલી૦—

વલ્લભની વીરણક વાગતી રે બ્હેન,
તેનો ટંકાર થયો દસ દીશ રે. બારડોલી૦—

પાયા ડગમગીઆ એના પાપનારે બ્હેન,
ધ્રુજી સરકાર પાડી ચીસ રે. બારડોલી૦—

વિકરાળ વાઘ જગાડીઆ રે બ્હેન,
હવે શું થાશે ઈશ રે. બારડોલી૦—

ગરજી સત્યાગ્રહી સેદની રે બ્હેન,
ગરજ્યા બારડોલી ચોક રે. બારડોલી૦—

ગરજ્યાં બારડોલીનાં ચોટડાં રે બ્હેન,
એક સત્યા ગ્રહીને બોલ રે. બારડોલી૦—

ગરવી ગુજરાતનાં ઝુંપડાં રે બ્હેન,
ગરવા માડી તારા વીર રે. બારડોલી૦—

ગરવી ગુજરાતણુ ગર્જતી રે બ્હેન,
જેને સત્યે ઝુકાવ્યાં શરીર રે. બારડોલી૦—